૧૨૫૪ સુદામા નાટક

# प्रस्तावना.

નાટક એ આપણી સંસારી હાલત સુધરવાની અનુભવી શિ-
ખામણનું પ્રત્યક્ષ સાધન છે, તેને માટે તેવા વિષયઉપર નાટકો
લખાઇને ભજવી બતાવવામાં આવતાં હોય તો એથીકરીને જેને
જેવી શિક્ષા ગ્રહણ કરવાની અગત્ય છે, તેને તેવી શિખામણ તેથી
સહજ મળી શકેછે; એમ વિચારી મેં "સુદામા નાટક" લખવાનું મન
કર્યું પણ મારા ધંધામાં મારો વખત ઘણોજ રોકાવાથી આ નાટક
રચવામાં જેટલું ધ્યાન મારે આપવું ઘટિત હતું તેટલું ધ્યાન મારાથી
આપી શકાયુ નથી. પણ આ પુસ્તક આદિથી તે અંત સુધી રચવા-
માં મને રા. ભોગીલાલ મહાનંદની વખાણવા લાયક મદદ મળી છે.
તેને માટે હું તેમનો આભારી છું. એક લેખે એમ કહું કે મારા વિ-
ચારો અને તેમની રચનાનું આ પરિણામ છે તોપણ ચિંતા નથી.

આ નાટકમાં પ્રાધાન્ય કરૂણારસ છે, તેમાં પ્રેમ કે શૃંગારરસ
નથી તેથી રસિકજનોને તે લગાર ફિકું લાગશે, પણ આ નાટક
રચવામાં વિશેષેકરીને કરૂણારસની અગત્ય હતી, તેથી તે આણવા
ઉપર લક્ષ રાખી, તેની સાથે નાટકની હકિકતના સંબંધને અનુસ
રતો થોડો ઘણો અદ્ભૂત રસ યોગ્ય લાગ્યો તેટલો પણ આણ્યો છે

આ નાટકના સારઉપરથી જણાશે કે ગમે તેટલું કંગાલપણું
દરિદ્રતા આવ્યે માણસની દુર્દશા થઇ જાય તોપણ જો મનુ
સહનશિલ થઇ એવા સંકટના સમયે ધૈર્યતા આણી તેને સહન
તો તેમાંથી મુકત થઇ અંતે તેને કેવું સુખદાયક ફળ મળે છે,
લુંજ નહિં પણ આપત્તિ વખતે મિત્રોએ પરસ્પરને કેવો અ
આપવો ઘટેછે. તથા દરિદ્ર અવસ્થામાં આવી પડેલા
પોતાનો ઘરસંસાર નભાવવામાં કેવી વિટંબના ભોગવવી
અને તેવી માઠી અવસ્થામાં પતિવ્રતા અને સત્પાત્ર સ્ત્રી
ધર્મ કેવા પ્રકારે બજાવી સ્વામિને સાહ્યભૂત થઇ પડે છે, એ
પ્રત્યક્ષ ચિત્ર મનમાં આવે છે.

# नाटक पंचांकी.

## પાત્રો.

| | |
|---|---|
| શાંદીપની ............ | એક વિદ્વાન ઋષિ. |
| ઋષિપત્ની ............ | તેની સ્ત્રી. |
| ઋષિપુત્ર............... | તેનો છોકરો. |
| સુદામા, શિવદત્ત હરે-દત્ત, દેવદત્ત, જગ-દિશ અને પ્રેમદત્ત . | તેના વિદ્યાર્થીઓ. |
| શ્રીકૃષ્ણ ............... | દ્વારિકાંના નરેંદ્ર અને સુદામાના બાળસ્નેહી. |
| બળદેવ ............... | શ્રીકૃષ્ણનો ભાઈ. |
| પંચજન ............... | યમપુરીનો દ્વારપાળ. |
| સુશીલા ............... | સુદામાની સ્ત્રી. |
| ભાનુદત્ત, સોમદત્ત અને શંકો ............... | સુદામાના પુત્રો. |
| ંદનગીરી ............ | મહાદેવનો પુજારી. |
| મેશ્વર અને વિદ્યાધર. | સુદામાની ન્યાતના બ્રાહ્મણો. |
| ીદાસ............... | સુશીલાના બાપના ગામનો એક કણબી. |
| ણી, સત્યભામા મને જાંબુવતી ...... | શ્રીકૃષ્ણની રાણીઓ. |

વિદૂષક, રાજ્યકારભારી, ભીલો, કાછીઆઓ અને ગામના માણસો. એક યાદવ અને કેટલાંક છોકરાં તથા દાસ ા અને યાદવકુળની ત્રણ સ્ત્રીઓ.

१२५४

# सुदामा नाटक.

**मंगळाचरण.**

પ્રભુજી દીનપર દયા કરો,
પ્રભુજી અન્નવિના ન રાખો કોઇ કુટંબને.
ન કદિ કોને પિડિત થવા દો પ્રભુજી,
તમે દિનપર દયા કરો.
દાંત આપો તેને ખાવા આપી દુઃખ કાપો.
નાય અધિરા થઇ વિનતી કરીએ.
પ્રભુજી દિનપર દયા કરો.

---

## અંક ૧ લો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ, શાંદીપની ઋષિનો આશ્રમ.

**શાંદીપની ઋષિ, ઋષિપત્ની અને દેવદત્ત, શીવદત્ત, હરીદત્ત, પ્રેમદત્ત, જગદીશ અને સુદામા એટલા વિદ્યાર્થીઓ.**

શાંદીપની દેવપુજા કરે છે તથા સંધ્યા કરે છે. સુદામા અને જગદીશ બેઠા બેઠા પોતાનો પાઠ ગોખે છે. દેવદત્ત રસોઇ કરતો કરતો મહિમ્નનો પાઠ ભણે છે. શિવદત્ત ભિક્ષા માગી આવી પ્રવેશ કરે છે અને તે રસોડામાં મુકી પાઠ કરે છે. હરીદત્ત ગુરૂ અને ગુરૂપત્નીનાં વસ્ત્ર ધોઇ આવી માથે પાણીની ગાગરસાથે પ્રવેશ કરે છે. પ્રેમદત્ત ગુરૂપત્નીની ગાય દુવે છે ત્યાં ઉભો ઉભો પાઠ ભણે છે. (થોડીવારે.)

શાંદીપની—અલ્યા, આમ હોકારા શું કરો છો? હળવે હળવે ગોખો, સુદામા, તારે તારો પાઠ વિચારી લેવો હોય તો આવ્ય. ઝટ કર.

સુદામા—આજ્ઞા મહારાજ, આ આવ્યો.

(ગુરૂની પાસે જઇને બેસે છે અને નિચેનો શ્લોક ભણે છે.)

**वसंततिलकावृत्तम्.**

निंदन्तुनीतिनिपुणायदिवास्तुवंतु, लक्ष्मीःसमाविशतुगच्छतुवायथेष्टं;
अद्यैववामरणमस्तुयुगांतरेवा, न्याय्यात्पथःप्रविचलंतिपदंनधीराः

**अर्थ.** નીતિમાં કુશળ એવા પુરૂષ જે તે, ગમે તો નિંદા વા સ્તુતિ કરો, લક્ષ્મી જે તે, ગમે તો આવો વા જાઓ, મરણ ગમે તો હમણાંજ થાઓ વા યુગાંતરે થાઓ, પણ न्याय्यात्पथः प्रविचलंतिपदंनधीराः. धीराः, ધીર પુરૂષ જે કોઇ છે તે, ન્યાયના માર્ગથી એક પગલું પણ ખસતા નથી.

શાંદીપની—યથાર્થ સમજ્યો, જે સત્યનેજ ઇચ્છનારા પુરૂષ હોય છે, તે અન્યાય માર્ગ પ્રાણ જતે પણ ગ્રહણ કરતા નથી. જગદીશ? તું આવ્ય હવે.

જગદીશ—આવ્યો ગુરૂજી. પણ કાલે સાત લાડુ ખાધાતા તેથી પેટ તડમતડા થયું, માટે મારાથી મારો પાઠ થયો નથી.

શાંદીપની—બ્રાહ્મણભાઇનું લાડુમાં ને લાડુમાંજ જાય, અને જગતનો પણ ઉખાણોજ છે કે, બ્રાહ્મણનું જાય જમ્યે.

જગદીશ—મહારાજ, લાડુ બહુ સારા લાગે છે.

શાંદીપની—લાડુ લાડુ કરતો જા, જા, હવે.

(વિદૂષક રસોડા તરફ કુતરૂ હાંકી મુકે છે, અને પ્રવેશ કરે છે.)

વિદૂષક—એ વેદીયાઓ, તમારા રસોડામાં કુતરૂ પેઠું, અરે હાડ, હાડ, હાડ. દોડો દોડો. મારો મારો.

સઘળા વિદ્યાર્થીઓ—(અવ્યવસ્થીતપણે ઉઠીને તાળીઓ પાડતા) હાડ, હાડ, હાડ. (કુતરાને મારી કાઢે છે)

વિદૂષક—(હેઠે બેસીને ભણે છે.) ભટ્ટ ભટ્ટાંણી ચુલે પાંણી, ભટ્ટ આવ્યા ઉંદરડી તાંણી.

શાંદીપની—અલ્યા એ શું બકે છે?

વિદૂષક—શું તે એસ્તો, તમારાં પોથીમાંનાં રીંગણાં, જો ઘરમાં એક ઉંદરડી મરી ગઈ હોય તે ઉપાડીને બાહાર નાંખી દેવી પડે તો ઉનાં પાણી મુકાવો, અને નાહ્યાવગર કશાયને અડો નહીં, અને હમણાં કુતરૂ આખા રસોડામાં ફરી વળ્યું, તોપણ પેલા વિદ્યાર્થીભટ્ટ તો આંખ્યો મીચીને દાળ હલાવા વળગી પડ્યા છે, તારે એ તો તમારાં પોથીમાંનાં રીંગણાંજ કે?

શાંદીપની—કુતરાનો રસોઈની સામગ્રીને સ્પર્ષ થવા પામ્યો નથી માટે તેને બાધ લાગતો નથી.

વિદૂષક—(સ્વગત) માર્યા તારે તો મારા બાપ! આપણે તો ધાર્યું હતું કે, રસોડામાં કુતરૂ ફરી વળશે એટલે ઋષિજીને આરોગવાનું મિષ્ટાન્ન આપણા ભાગ્યનું થઇ ચુકશે, પણ આ તો રખડ્યા. ઠીક છે બીજો બુટ્ટો ઉઠાવીશું.

શિવદત્ત—(ગુરૂપાસે આવીને ભણે છે) अस्तुतिर्भमादिना.

શાંદીપની—અલ્યા તું આ અશુદ્ધ ઉચ્ચાર કેમ કરે છે? બોલ્ય. स्तुतिर्.

શિવદત્ત—અરે अस्तुतिर्જ કહું છું ને?

શાંદીપની—અરે स्तुतिर्.

શિવદત્ત—तिरतुंतिड.

શાંદીપની—તારો બાપ તિડ, બોલ स्तुतिर्.

શિવદત્ત—तुंतिड.

શાંદીપની—જો પાછો સ ખાઇ ગયો ખરો. બોલ स्तुतिर्ब्रह्मादिना.

શિવદત્ત—તું તિડ બાંમણ દિવાના.

શાંદીપની—આ મુઢને શુદ્ધ ઉચ્ચાર કરતાં ક્યારે આવડશે? જા ઉઠ્ય, સુદામાપાસે તારી કપાળકુટ કર.

વિદૂષક—ગુરૂજી મહારાજ, હવે હું મારો પાઠ ભણું છું.

ભટં ભટાકા મધુ પાક હરડે, ખાવા ન પિવા મુછ્યો ન મરડે,
આછી પછેડી બહુ ટાઢ વાહાય, એવો શીઆળો ક્યમરે ખમાય.

જગદીશ—(વિદૂષકને કાઢી મુકવા ઉઠે છે) અધ્યયન કરવાના સમયમાં તું વિઘ્ન કરવા આવ્યો છું? જા અહીંથી.

વિદૂષક—તારા જેવા માગી ખાનારા કંઇ આવ્યા અને કંઇ ગયા, તું કોણ કાઢી મુકનારો? (ઋષિને) મહારાજ, આ મહાજનીયાં ઢોરને દોરડાથી બાંધી વાડામાં પુરી મુકયાવગર પાંશરાં નહીં રહે. માટે ઉઠો આપણે એ કામ પેહેલું કરીએ. (સ્વગત) નહીં તો (મોઢા સાંમો કોળીઓ કરીને) આજ આપણો પાઠ ભણી જવાનો પત્તો લાગશે નહીં.

શાંદીપની—તારી લવરી હમણાં જવા દે.

વિદૂષક—(સ્વગત) ઠીક છે, ઘડી પછી, આપણે કાંઇ વહી જતું નથી પણ મારી ખંડણી ચુકવ્યાવગર ખસવાની આશા ન સમજવી.

શાંદીપની—અલ્યા હરીદત્ત, પેલું સુત્ર ગોખીને પાઠ કર્યું કે? આવ્ય બોલી જા.

હરીદત્ત—મહારાજ, આવ્યો. (ભણે છે) ધડકાપીશ, ચ,ટ,મ,ગ,ક,ર.

શાંદીપની—મૂર્ખ આ તું શું બકે છે? આતો તું કેવળ ખોટું સુત્ર ભણે છે, બોલ્ય ज्ञ, ड, ध, घ, भ. ચ, ટ, મ, ગ, ક, ર. નહીં. च, ट, त, क, प.

હરીદત્ત—ધડકાપીશ, ચ ટ મ ગ ક ર.

શાંદીપની—(તેને તમાચો મારે છે) આ શું બોલે છે.

વિદૂષક—ફરતા ફરતી, ચામડી બગડશે.

શાંદીપની—મુઢ, હું બોલું છું તે ઉપર લક્ષ નથી આપતો, અને ખોટું સુત્ર ભણે છે ખશ અહીંથી, એ તો તું ભણ્યો.

વિદૂષક—પુષ્પં પત્રં ફલં તોયં, પુજા પાત્રી ચાલી ભાઇ, (હરીદત્તને) એ વિદ્યાર્થીભટ્ટ ઢોરાં ચારો ઢોરાં, એ તો તમે ભણ્યા, ને અજવાળ્યું, એમ ભણાતું હશે? જાઓ રોટલા ને દાળ ભણો. (શાંદીપની પાસે જઇને બેસે છે) જે, કૃપાનાથ. (બીજા વિદ્યાર્થીઓને) અરે ગરબડ નહીં કરો, અમે પાઠ ભણીએ છીએ, અલ્યા છાંના રોહો છો કે નહીં? (ભણે છે.)

## शार्दूलविक्रीडितम्.

લાડુ ઘેબર ઢોકળાં દહિં વડી ખાજાં જલેબિ કઢી,
ઉંનો કૂર કમોદનો ઝટ કરો ખાઈ હું કાઢુ હઢી;
મંમં જો ન મળેજ એવુ મુજને જાવું હું ઝટ સાસરે,
મન ગમતા મિષ્ટાન્ન માલ મલીદા મારૂ ખઇ ખાસડે. ૧

શાંદીપની—આ ગાંડાને અત્યારે અહીં કોણે આવવા દીધો?

વિદૂષક—કોણે તે મારે પગે આવવા દીધો, તે તો મારા કહ્યામાં છે મહારાજ, વિદ્યાર્થીભટ્ટો, કેમ, મોઢામાં પાણી ભરાઇ આવ્યાં કે શું?

શાંદીપની—જા, જા, પછી આવજે, પછી તારૂ કરીશું.

વિદૂષક—મને પ્રથમ કોહો મહારાજ, શું કરશો?

જગદિશ—બારમુ ને તેરમુ બેય.

વિદૂષક—કર ને તારા બાપનું.

જગદિશ—કરેને તારા બાપનું અને દાદાનું બેયનું ભેગું.

શાંદીપની—તું હમણાં જા, આજે યજ્ઞ કરવા જવું છે ત્યાં તને મિષ્ટાન્ન ખવરાવીશ.

હરીદત્ત—ગુરૂજી મહારાજ, આપ આમ કરી કરીને આંને નિરંકુશ કરી મુકો છો.

વિદૂષક—એક આપે, ને બીજો વારે, તેને ઘાલો જમને દારે.

શાંદીપની—તું તારે જાને, તારા લાડુ જવાના નથી.

વિદૂષક—હર, હર, મહાદેવ. આજે મિષ્ટાન્ન પાણી ઠરી ચુકયાં. જુઓ વિદ્યાર્થીભટ્ટો, બોલે તેનાં બોર વેચાય હો. તમે આશા રાખતા ના, તમારા ભાગ્યમાં તો પંચકણીના રોટલા અને દાળજ છે, તે ઝાપટ્યા કરો.

(કૃષ્ણ અને બળદેવ ક્ષત્રિયના વેષે પ્રવેશ કરે છે અને શાંદીપની તથા સર્વને નમન કરે છે.)

શાંદીપની—કલ્યાણ, વત્સ બેસો. તમારા આગમનનું કારણ કોહો?

બળદેવ—અહો સરસ્વતીના નિધી, હે દેવર્ષિ, અમને બેઉ બંધુ-

ઓને વિદ્યાભ્યાસ કરવાની ઇચ્છા થઈ છે, તે પૂર્ણ કરવા આપના આશ્રમ પ્રત્યે આવ્યા છીએ.

શાંદીપની—બહુ સારૂ, આ આશ્રમમાં જો તમને ગોઠે તો સુખેથી રહો, અને રૂડી રીતે વિદ્યાભ્યાસ કરો.

કૃષ્ણ—હે ઋષિરાજ, હે મુની, સાક્ષાત સરસ્વતી દેવીએ જેમાં નિવાસ કર્યો છે, એવા આપના આવા સુખદાયક આશ્રમમાં અમને ન ગોઠે એવું હોયજ નહીં.

શાંદીપની—સુદામા?

સુદામા—જી, આવ્યો મહારાજ.

શાંદીપની—(સુદામાને) આ બેઉ રાંજવંશી પુત્રો છે, તેમની તારે સંભાળ રાખવી; ને તેમને તારીસાથે વિદ્યાભ્યાસ કરાવવો અને તમે સર્વ પરસ્પર મિત્રભાવે વર્તજો.

સુદામા—બહુ સારૂ મહારાજ.

વિદૂષક—(કૃષ્ણ તથા બળદેવને) ઉંઘ વેચીને ઉજાગરો લ્યે તે આવાજ હોય, એ ભલા આદમીઓ, અહીં તો દાળ ને રોટલા ખાઈ ખાઇને ડુચાય નિકળી જશે.

કૃષ્ણ—પશુપણાની સ્થિતિના માણસને, માણસાઇમાં લાવનારાં સાધનની પરિક્ષા હોય નહીં, માટે તે એમજ કહે.

વિદૂષક—ગમે તો પશુ રહો; કે માણસ રહો ને ગમે તેવા થાઓ, પણ "ભણતવ્યં તોપી મર્તવ્યં, ન ભણતવ્યં તોપી મર્તવ્યં, તો વૃથા દંત કડાકડં કીં કર્તવ્યં."

કૃષ્ણ—અહો! તું તો નાંના બાળક સરખો પંડિત દેખાય છે. પણ ભણીને શું કરવાનું છે તેનું જ્ઞાન જ્યાંસુધી તને નથી ત્યાંસુધી તું તારી આ સ્થિતિમાં મગ્ન રહે એમાં કાંઇ આશ્ચર્ય નહીં.

સુદામા—સત્ય છે મિત્ર, તમે સઘળું જાણો છો ખરા તોપણ જુઓ ભાઈ, જ્યારે તમારી ઈચ્છા આ આશ્રમમાં રહી વિદ્યાભ્યાસ કરવાની છે, ત્યારે મારે તમને કેહેવું જોઇએ કે, તમારે આ તમારી રાજસી અવસ્થા મુકીને અમારી વિદ્યાર્થી અવસ્થા

ગ્રહણ કરવી જોઇએ. અમે સઘળા વિદ્યાર્થીઓ ગાંમમાંથી ભિક્ષા માગી લાવીએ છીએ, તેના રોટલા કરી દિવસમાં એક વખત જમીએ છીએ, મધ્યરાત્રીએ સુઇએ છીએ, પાછલી પ્રહર રાત્રીએ ઉઠીએ છીએ, અને સઘળી વાતે ગુરૂની આજ્ઞામાં રહી ગુરૂની સેવા કરી ગુરૂને પ્રસન્ન રાખીએ છીએ. એવી તપશ્ચર્યા કરી નિરંતર વિદ્યાભ્યાસમાં લક્ષ રાખીએ છીએ, માટે તમે પણ તમારાં આ રાજસી આભૂષણ બદલી વૈભવ તજી વિદ્યાર્થી અવસ્થા ધારણ કરો, કેમકે વૈભવ તજવાવગર સરસ્વતીદેવી પ્રસન્ન થાય તેવી તપશ્ચર્યા થઈ શકે નહીં.

કૃષ્ણ—તમારૂં કેહેવું સત્ય છે, તમારી યોગ્ય શિખામણને માટે અમે તમારો ઉપકાર માનીએ છીએ. વિદ્યાભ્યાસ કરવાના સંબંધમાં તમે કેહેશો તે પ્રકારે શ્રમ કરવાને અમે નિશ્ચય કર્યો છે.

સુદામા—તારે સુખેથી અભ્યાસ કરવાની શાળામાં મારીસાથે ચાલો અને વિદ્યાર્થી બની જાઓ.

(જાય છે અને પછી વિદ્યાર્થીના વેષે પ્રવેશ કરે છે અને શાંદીપનો દેવની આરતી કરે છે, સઘળા ઉભા થઈ આરતી બોલે છે.)

જયદેવ, જયદેવ, જયપ્રભુ દુઃખહારી, જયપ્રભુ દુઃખહારી,
તારી છે પ્રભુ સઘળે, અકળ કળા ભારી, જયદેવ, જયદેવ;
ત્રિભુવન, ત્રિભુવનમાંહ્ય, સચરાચર વ્યાપો, સચરાચર વ્યાપો,
દયા કરી દીનબંધુ, સુખ શાંતી આપો. જયદેવ, જયદેવ.

મંગળં ભગવાન વિષ્ણુ, મંગળં ગરૂડધ્વજ;
મંગળં પુંડરીકાક્ષ, મંગળાયતનો હરી.

રાજ્યકારભારી પ્રવેશ કરીને.

રાજ્યકારભારી—(નમન કરીને) ઋષિજી, મહારાજાએ વિનતી કરી છે કે યજ્ઞની સઘળી સામગ્રી તૈયાર થઇ છે, માટે કૃપા કરી આપ યજ્ઞનો આરંભ કરવા પધારો તો સારૂ.

શાંદીપની—બહુ સારૂ ચાલો, હુંપણ નિત્યકર્મથી પરવારી રહ્યો છું.

(જાય છે.)

## પ્રવેશ ૨ જો.

સ્થળ, શાંદીપની ઋષિનો આશ્રમ.

ઋષિપત્ની, સુદામા અને શિવદત્ત.

ઋષિપત્ની—અલ્યા શિવદત્ત, સાંજ પડવા આવી અને હજુ તેં રસોઇનો તો પ્રારંભ પણ કર્યો નથી. હમણાં તારા ગુરૂજી આવશે અને ભોજન કરવાનું કેહેશે તો શો ઉત્તર આપીશ? માટે ઉઠ રસોઇ કરવા માંડ. સુદામા, આ આખા ઘરમાં કેટલો પુંજો પડ્યો છે, તે તો તારા લેખામાંજ નહીં આવતો હોય? ઊઠચ વાળી નાંખ્ય.

સુદામા—જરા પાઠ કરવામાં મારો જીવ હતો, ભુલ્યો માતાજી.

શિવદત્ત—(રસોડા ભણીથી આવીને) માતાજી, બાળવાનાં કાષ્ટ થઇ રહ્યાં છે માત્ર અત્યારે જેમતેમ કરીને રસોઇ કરી શકાશે.

(કૃષ્ણ અને બળદેવ બગલમાં પોથી મારી પ્રવેશ કરે છે.)

ઋષિપત્ની—અરે અજ્ઞાની, જ્યારે અત્યારના જેટલાંજ કાષ્ટ રહ્યાં છે ત્યારે તું મને ખબર કરે છે? એક કે બે દિવસનું સાહિત્ય હોય ત્યારે મને કેહેવું જોઇતું હતું. સુદામા, તું, કૃષ્ણ અને બળદેવ, જાઓ બાપુ, અરણ્યમાંથી કાષ્ટ કાપી લાવો; નહીં તો પ્રાતઃકાળમાં રસોઇ કરવાવગર બેશી રહીશું. (એક હાંલ્લા-માંથી ચણા લાવીને) લ્યો, આ થોડા ચણા છે તે ગાંઠે બાંધી રાખો ને ક્ષુધા લાગે તો ફાંકજો.

કૃષ્ણ—સારૂ માતાજી, આ ચાલ્યા.

(કૃષ્ણ, બળદેવ અને સુદામા કહોવાડા ઉપાડીને અર-ણ્યમાં લાકડાં કાપવા જાય છે, અને પ્રેમદત્ત જે બેહેરો વિદ્યાર્થી છે તે પ્રવેશ કરે છે.)

ઋષિપત્ની—(પ્રેમદત્તને) તું ત્યારનો ક્યાં ગયો હતો? રાત્રીને વાસ્તે શાક લાવ્યો કે નહીં?

પ્રેમદત્ત—મારા ગુરૂને હાક મારી આવું! અત્યારે તો હું કાંઇ જતો નથી, હમણાં આવશે.

ઋષિપત્ની—અરે તારા ગુરૂને હાક મારવાનું કોણ કેહે છે? તું શાક લાવ્યો શાક.

પ્રેમદત્ત—હા માતાજી, સવારના પોહોરમાં બધાં વસ્ત્ર ધોઇ આવ્યો, તે સાથે તમારૂ છાલ પણ ધોઇ આવ્યો છું. (ખીંટીએથી લાવી બતાવે છે) જુઓ આ રહ્યું.

ઋષિપત્ની—(ચીઢાઇ હસે છે) મુવા બેહેરાને કહું છું એક, તો સમજે છે બીજું. (મોટેથી ઘાંટો કાઢીને) શાક કેમ નથી લાવ્યો?

પ્રેમદત્ત—છાશ, છાશ તો લાવીને કયારનીય મુકી છે, જુઓ આ રહી, જોયાવગર અમથાં માથુ શીદ કુટાવો છો? અલ્યા શીવા, તને ખબર છે ને કયમ બોલતો નથી?

ઋષિપત્ની—(ચીઢાઇને) જ્યારે મારા ઘરનું કામકાજ કરવાનો આ મુઢ બેહેરાનો વારો હોય છે ત્યારે મારા લોઢાના લમણા કરવા પડે છે, આ કરતાં તો હૈયુ બાળ્યાથી હાથ બાળ્યા સારા. અલ્યા શિવદત્ત, તું એની સાથે માથાફોડ કર, જો કાંક કરતાં સમજે તો.

શિવદત્ત—(મોટેથી ઘાંટો કાઢીને) શાક લેઇ આવ્ય શાક.

પ્રેમદત્ત—અલ્યા તમે આમ કેમ કરો છો? શું કાષ્ટ? હમણાં તો સાંજ પડવા આવી છે, તે અત્યારે કયાં જઉં?

શિવદત્ત—(ખીજવાઈને ચુલાતરફ આંગળી કરીને) શાક, શાક લાવ્ય.

પ્રેમદત્ત—હમજ્યો, હમજ્યો, લે લેઈ આવું.

ઋષિપત્ની—(જરા હસીને) મારો રક્યો નધાધુમ બેહેરો છે, ગમે તો નગારાં વગાડોને,પણ સાંભળેજ શાંનો.

શિવદત્ત—હા માતાજી.

પ્રેમદત્ત—(એટલામાં પ્રેમદત્ત દોડતો રાખની તપેલી ભરી લાવીને) લગાર રાખ જોઇતી હતી તેમાં બેય જણાંએ ઘાંટા ઘાંટ કરી મુકી મારૂ માથુ પકવી નાખ્યું. લ્યો આ રાખ, ગમે તો આઠ દિવસ સુધી કંટેવાળા કરશો તોય નહીં ખુટે; શિવા, તારે ચોળવી હોય તો ચોળજે, તારનો લમણા ઝીકાવું છું તે.

શિવદત્ત—(ચીઢાઇને તમાચો મારીને) આ શું તારૂં કપાળ લાવ્યો? (બે જણ બાઝે છે, ઋષિપત્ની છોડવે છે.) આમ તો માથું કુટી મરી જઇશું તોપણ એ સાંભળનારો નથી (ચાકુ લાવી શાક સમારવાના ચાળા કરીને) શાક લેઇ આવ્ય શાક.

પ્રેમદત્ત—તારે તારનો આડુ આડુ શું બોલે છે? એમ કેહેને કે શાક લાવવું છે. ઉભો રહે હુમણાં ને હુમણાં લેઇ આવું છું.

(શાંદીપનીઋષિ બીજા વિદ્યાર્થીઓ સહિત પ્રવેશ કરે છે. પ્રેમદત્ત શાક લેવા જવાને આગ્રહ કરે છે અને ગુરૂ આવી પોચવાથી શિવદત્ત તેને ના કહી અટકાવે છે.)

શાંદીપની—અલ્યા આમ બાઝાબાઝ શું માંડી છે?

ઋષિપત્ની—(પ્રેમદત્ત તરફ હાથ કરીને) તમે આવીઆવી મુર્ત્તિઓ એકઠી કરી છે, એટલે નહીં થાય તે થોડું. એ મુઢ પાસે રાત્રીને વાસ્તે શાક મગાવવું હતું, તે બુમો પાડી પાડીને થાકી ગયાં, પણ કહીએ એક તો, સમજે બીજું.

શાંદીપની—પ્રિયા, તું વિચાર કર, જેવાં આપણે મનુષ્ય છીએ તેવોજ એપણ છે, એની કર્ણેન્દ્રિ નકામા જેવી થઈ પડી તેથી એની એ સ્થિતિ થઇ છે, અને તને પણ જો તેમ થયું હોય તો તારા પણ એવાજ સંસ્કાર થાય.

ઋષિપત્ની—સ્વામિનાથ, એ સત્ય છે, પણ મારે તો જે માથાફોડ કરવી પડે છે, તેથી અકળાઉ છું. હશે, હવે બીજાને કહીશ. રસોઇ થઇ છે. ભોજનની તૈયારી કરો.

શાંદીપની—અલ્યા વિદ્યાર્થીઓ, પત્રાળાંબતરાળાં નાંખો, જળ પાત્ર ભરો, અને ભોજન કરવા બેસવાની તૈયારી કરો. અલ્યા, કૃષ્ણ, બળદેવ અને સુદામા ક્યાં ગયા? કેમ ભોજન કરવા આવ્યા નથી?

ઋષિપત્ની—સ્વામિનાથ ! બાળવાનાં કાષ્ટ થઇ રહ્યાં હતાં તેથી મેં તેમને કાષ્ટ લેવા અરણ્યમાં મોકલ્યા છે.

શાંદીપની—અરે રામ, રામ, ભુંડી ! આ સમયે કાષ્ટ લેવા? આકાશમાં વરસાદ ટમટમી રહ્યો છે અને સાંજ પડવા આવી છે, એવી વેળાએ મહાઅરણ્યમાં તેમની કેવી સ્થિતિ હશે?

ઋષિપત્ની—પ્રાણનાથ, જે વેળાએ મેં તમને મોકલ્યા, તે વેળાએ વરસાદનાં કાંઇ પણ ચિન્હ જણાતાં ન હતાં, અને કાષ્ટવિના પ્રાતઃકાળમાં અટકી પડે તેમ હતું, તેથી મોકલ્યા.

શાંદીપની—જો પ્રિયા, એ વિદ્યાર્થીઓ આપણા રક્ષણતળે છે, ત્યાં સુધી આપણે પોતાનાં સંતાનતુલ્ય એમની સંભાળ રાખવી જોઇએ. જો તારૂં સંતાન આ સમયે મહાઅરણ્યમાં હોય તો તને કેટલો સંતાપ થાય?

ઋષિપત્ની—મહારાજ, મને ક્ષમા કરો. મેં જો આવું જાણ્યું હોત તો કદી ન મોકલત. મારૂં અંતઃકરણ હવે બહુ દાઝે છે. તે બિચારા વગડામાં છળી મરશે. માટે શોધ કરો તો સારૂ.

શાંદીપની—અલ્યા વિદ્યાર્થીઓ, કૃષ્ણ, બળદેવ ને સુદામો કાષ્ટ લેવા ગયા છે, તે હજુ આવ્યા નહીં અને સવારનું તેમણે ભુક્ત પણ કર્યું નથી, માટે તેઓ આવ્યા પછી ભોજનનું થશે. અલ્યા શિવદત્ત, રસોઇ ઢાંકી મુક. હું તમને શોધી લાવું.

(જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ, અરણ્ય.

ભીલો અને પછીથી સુદામા, કૃષ્ણ અને બળદેવ.

ભીલો—કાપને કોઢે આમ શું હાંકે, હાકતાં ઢીલો થાયરે
હોરે પોમલા, ભલુ ભજાવ્યું નામને.
ઢેબરાં ચાવ્યાં ચઉદ ને હાથે, ડુંગળી ડચકાં બારરે
હોરે હોમલા; તેનું ચઢ્યું હુર તુજને.
છાશને ઘેંશ ઉકાળેલી ઝાડી, દાથરીઓ દહુવીહુરે
હોરે પોમલા, તોયે વગોવે શું મુજને.

જારનો જુગતે પુંખ મેં શોચ્યો. મહુળ્યો મારે હાથરે
હોરે હોમલા, આ જો ઉડ્યા ફાલ્લા મને.

(ભીલો જાય છે અને કૃષ્ણ, બળદેવ તથા સુદામા પ્રવેશ કરે છે.)

કૃષ્ણ—ભાઈઓ, સાંજ તો પડવા આવી, અને ગુરૂજી વાટ જોઇ બેશી રહ્યા હશે. ઉતાવળ કરો, ચાલો આ મોટું વૃક્ષ કાપીએ તો ઝટ પાર આવે.

સુદામા—નારે ભાઇ, એટલું સામર્થ્ય આપણામાં નથી.

બળદેવ—મહારાજ, તમે તો માત્ર વેદનાજ પાઠ કરી જાણો, તમે તમારે નિશ્ચિંતપણે પેલા ઝાડ નિચે બેસો.

સુદામા—ભાઇ, असमर्थोभवेत्साधु. હું અશક્ત અને વળી બ્રાહ્મણ, તેનું બાહુબળ ક્ષત્રિયના બાહુબળની બરાબર ક્યાંથી હોય? મેં થોડાંક કાષ્ટ તો વિણીવિણીને ભેગાં કર્યાં છે તે આ રહ્યાં.

(લાવીને બતાવે છે અને તે ઠીક ઝાણાં છે તે જોઇને.)

કૃષ્ણ—(બળદેવને) ઓ બંધુ, આપણા સુદામાજી આ મોટાં ખોધનાં ખોધ કાપી લાવ્યા છે, તે જુવો તો ખરા. (હસે છે અને સુદામાને) મારા પંડિત મિત્ર, એ તો "દીઠા દેવ ને પોચી યાત્રા," અમે જે લાકડાં કાપીએ તે લેઈ લેઇને તમે તમારે એકઠાં કરો, અને તેય જો ન બને તો નિરાંતે બેસો.

સુદામા—સારૂ મારા પ્રાણસખા, તારૂં કલ્યાણ થજો. હું બધાં લાંકડાં વિણીવિણીને એકઠાં તો કરીશ.

કૃષ્ણ—(બળદેવને) ત્યારે ચાલો ભાઈ, આપણે ઝાડીમાંથી કાષ્ટ કાપીએ. (ઝાડીમાં જઈ કાષ્ટ કાપે છે, સુદામા તે વિણીવિણી એક ઠેકાણે લાવી એકઠાં કરે છે. એટલામાં એક ભીલ ક્રોધમાં હોકારા કરતો આવે છે. અને સુદામા ભયભિત થાય છે.)

ભીલ—અલ્યા ઘોરા, નતનો નત તું આ બધાં ઍંધરાં વાઢીને લેઇ જાય સે કે? ચે દાડાનો હું મથી મથીને થાચ્યો, પણ મારા હાથમાં નતો આવતો, તે આજ ભલો હડીએ ચડ્યોસુ.

સુદામાને પકડવા જાય છે, સુદામા ખશી જાય છે.)

સુદામા—ભાઈ, આ અરણ્યમાંથી મારા ગુરૂજીને વાસ્તે કાષ્ટ કાપી લેવાની મહારાજાએ આજ્ઞા આપેલી છે, તેથી અમે કાપીએ છીએ. અમે ઋષિના વિદ્યાર્થી છીએ.

ભીલ—ગમે તો તારો રખી હો, કે રખીનો બાપ હો, પણ હવે ચ્યમ મુકુ? હવે તો અવળે પાંગોઠે પેલા ઝાડહાથે બાંધી, મારી મારીને હુડહાં કાઢી નેખુ. જાય સે ચ્યાં આંમ આયકને.

સુદામા—(ખસીને) આ તારાં કાષ્ટ, ગમે તો ઉપાડી જા. તારૂં અરણ્ય રહ્યું, અમે બીજેથી કાપીશું. (ઝાડીમાં જતા રેહે છે.)

ભીલ—આપણે જે ધાર્યું તું તે થ્યું. આ વગડાના રખવાળ બનીને બાંમણાને બીવરાયો તો વગર મેનતે વાઢેલાં એંધરાંનો ભારો હાથમાં આયો, તે વેકશું એટલે આજનું એકણ ને ભાંજ આવી રેહેશે. બામણભાઇ બચારૂ બગલાની જાત તે થરેરી જ્યુ ને આપણું કામ થ્યું. (લાકડાંનો ભારો બાંધે છે.)

સુદામા—(અરણ્યમાંથી) ઓ કૃષ્ણ, ઓ બળદેવ, અલ્યા ક્યાં છો?

કૃષ્ણ—(આઘેથી બુમ પાડીને) એ જમણા હાથ ભણી આવો, જમણા હાથ ભણી.

સુદામા—મને તો ઝાડીમાં કાંઇ સુજતું નથી. પણે કોઇ દુષ્ટ આવ્યો છે તે મારાઉપર ક્રોધ કરી સઘળાં કાષ્ટ લેઇ જાય છે. તમે સત્વર આવો, નહીં તો એ મારો આટો કાઢી નાખશે.

(કૃષ્ણ અને બળદેવ દોડી આવે છે.)

કૃષ્ણ—ક્યાં છે તે? કાષ્ટ લેઇને જતો તો નથી રહ્યો?

સુદામા—એટલામાં ક્યાં જશે? મહાભયંકર રાક્ષસ જેવો છે. હું તો એને જોઇનેજ ભય પામી ગયો.

કૃષ્ણ—અરે વેદપાઠી મિત્ર, માત્ર પાંનાં ઉથલાવવામાંજ શૂરા પુરા છો કે? હવે ઝટ ચાલો બતાવો તે ક્યાં છે?

(સુદામા આગળ આવીને પાછા પગ ભરતા ભરતા છેટેથી બતાવે છે.)

સુદામા—પેલો રહ્યો જુઓ, હજુ તો તે ભારો બાંધે છે.

કૃષ્ણ અને બળદેવ—(તેની પાસે જઇને) અલ્યા તું કોણ છું ?

ભીલ—તારે શું કામ છે ? ગમે તે સીએ તું તારે રસ્તે જાને, તારૂ કોઈ નામ દેસે.

કૃષ્ણ—આ લાકડાં તું કોનાં કાપેલાં બાંધે છે?

ભીલ—બાપે તેનાં. હું આ ઝાડીનો રખવાળ સું.

કૃષ્ણ—આ લાકડાં અમારાં કાપેલાં છે માટે તે તારાથી લેવાશે નહીં, આમ મુકય અને તું તારે રસ્તે જા.

ભીલ—જા નથી આપતા, તું રયમ કરી નાંખનાર હુતો?

બળદેવ—એ ઠાકોર, ડાહ્યા થાઓ અને લાકડાં મુકી રસ્તે પડો.

ભીલ—એવો તરવારીયાનો દીચરો સું તો આવી જા. હમણાં મારી મારીને એઈડીયુજ કાઢી નાંછીશ ?

કૃષ્ણ—(ક્રોધ કરી તેની ગર્દન પકડીને નીચે નાંખે છે.) મૂર્ખ, આ લ્યે તારે, સીધી રીતે તું ન સમજ્યો તો તારી હરાંમખોરાઈનાં ફળ ચાખ. (બળદેવને) ભાઇ, પેલું દોરડું લાવો.

ભીલ—તારા ભાનુ કાંઇ ખાધુસે તે મારેસે.

કૃષ્ણ—હવે તો મારા હાથનો મારજ ખાવાનો છે તો.

સુદામા—એ કૃષ્ણ, જવા દે, મૂર્ખાઇ ના કર, તારા આ કૃત્યથી ગુરૂજી પીડામાં આવી પડશે.

(બળદેવ દોરડું આપે છે અને કૃષ્ણ ભીલને બાંધાને ઝાડસાથે બાંધે છે.)

ભીલ—માબાપ હું ભુલ્યો, મને શીદ બાંધેસે.

સુદામા—કૃષ્ણ જવા દે, છોકરવાદ નહીં કર.

કૃષ્ણ—એનો અરણ્યના રખેવાળનો વેષ મેં પારખ્યો છે તે હમણાં ઉઘાડો પડી રેહેશે, લગાર ધીરજ રાખો, ચાલો પેલા ચણામાંથી મુઠી મુઠી ફાકીએ. (ચણા ફાકે છે, ભીલ કાલાવાલા કરે છે.)

સુદામા—તમે ક્ષત્રિઓ તો ઘણા ધૈર્યવાન.

કૃષ્ણ—મિત્ર તમે જાણતા નથી કે ક્ષત્રિનો પુત્ર જન્મ ધરે ત્યારથીજ શસ્ત્ર અસ્ત્રની શૈયા તેને વાસ્તે સૃજાયલી છે.

સુદામા—હા, તે તો ખરૂ છે. ત્યારે તમે એવા જે નિરંકુશ તેમ-
નાથી બીજાના અંકુશમાં રહી આવી કઠિણ અવસ્થા કેમ
સેહેવાય છે ?

કૃષ્ણ—શત્રુના અંકુશમાં પ્રાણાંતસુધી ન રહીએ. પણ શુભેચ્છકના
અંકુશમાં તો આપણા ભલાને માટે રેહેવુંજ જોઇએ. ગુરૂમાં
રહેલી સદ્વિદ્યા સંપાદન કરવી હોય તો ગુરૂને પ્રસન્ન રાખવા
અને વિદ્યાભ્યાસમાં એકાગ્ર ચિત્ત રાખવું, તેને માટે આ
અવસ્થા એ એક ખરેખર સાધન છે, માટે તે વિદ્યા સંપાદન
થતાસુધી આ અવસ્થા સહન કરવીજ જોઇએ.

સુદામા—અરે આપણે વાતોના તડાકા મારીએ છીએ અને પેલા બિ-
ચારા કોળીના પ્રાણ જાય છે. કૃષ્ણ, એને હવે તો છોડી મુક.

કૃષ્ણ—એને તો હું એમને એમ બાંધીને રાજાજી પાસે લેઇ જઇશ.

ભીલ—ઓ બાપજી મને ખેમા કરો, રાજાજી પાંહે મને ના લેઇ
જશો; ભાઇશાબ, હું તો આ પાંહેના ગાંમનો કોળી સું ને બંધાં-
ણી સું તે એંધરાં વાઢવા આચો તો.

કૃષ્ણ—તારે તું ગરીબોને રોજરોજ આમજ પીડા કરતો હઇશ.

ભીલ—ના બાપજી નથી કરતો, મને સોડો, મારો વાંહો ફાટી જાયસે.

બળદેવ—છોડી મુક હવે. એના અપરાધ સામુ જોવા કરતાં એની
દરિદ્રતા સામુ જોવું જોઇએ.

કૃષ્ણ—(છોડી મુકી) જા જે, હવે કોઇને પીડા કરતો નહી.

ભીલ—હારૂ બાપજી નહી કરૂ. (જતો રેહે છે.)

કૃષ્ણ—એના પ્રથમના બોલવાઉપરથીજ મારા સમજવામાં આ-
વ્યું કે એ કોઇ દંભી છે. (સુદામાને) ભાઇ તમે આ લાકડાંનો
ભારો સંભાળો, અમે પેલાં કાપેલા લાકડાં ઉપાડી લાવીએ.

(કૃષ્ણ અને બળદેવ ઝાડીમાં જાય છે આકાશમાં વાદળાં ચઢી
આવી મેઘગર્જના થઇ વિજળીના ચમકારા થાય છે.)

સુદામા—(ગભરાઇને) ઓ કૃષ્ણ, ઓ બળદેવ, અલ્યા ક્યાં છો ?

કૃષ્ણ—(ઝાડઉપર ચઢીને બળદેવને) એ ભાઈ, અહીં આવો અહીં. જશો નહીં, જુવો કેવી મજા પડેછે. (સુદામાને) એ તમારી આંખ આગળ.

સુદામા—અલ્યા ભાઈ, આ કાળ અંધારમાં મને કાંઈ દેખાતું નથી. એ કૃષ્ણ !

કૃષ્ણ—એ હોત, આ રહ્યા, આ, સામા ચાલ્યા આવો. વાહરે મેઉલા વાહ.

સુદામા—અલ્યા તને તો મજા થાય છે, પણ હું તો છળી મરૂં છું. તું ક્યાં બોલું છું? (બોજે છે.)

કૃષ્ણ—(કવિતામાં) ઝાડે ચઢીએ તાડે ચઢીએ, ફરતા વનમાં ફરીએ; આ અહીં બેઠા અમે અમારે, કરતા હોય તે કરીએ ?

સુદામાં—કૃષ્ણ, તું નાંના છોકરાની પેઠે રમત લેઇ બેઠો છું, પણ આ વિજળીના ચમકારાથી હું છળી મરૂં છું તે તું જોતો નથી!

(સીતાજીના મહીનાના રાગમાં.)

કૃષ્ણ—કરે ગગનમાં ગર્જના મેઘ, ઝબૂકે વીજળિ.

સુદામા—(કવિતાની વચમાં) અરે એતો આ બાજુ બોલ્યો (જુવેછે.) જોને એને તો રાગડા સુઝે છે, ને મારા પ્રાણ જાય છે.

કૃષ્ણ—એથી ભય શું પામો મારા ભ્રાત, આવો અહીં પાછા વળી.

સુદામા—(બેસે છે) તારે પરવડે એમ કર, હું તો આ બેઠો, જેમ થનાર હશે તેમ થશે.

કૃષ્ણ—(સ્વગત) અરે મિત્ર સુદામા, તમે ગૃહસ્થાશ્રમ માંડશો તારે કેવાં દારિદ્ર મારશો. (ઝાડેથી ઉતર્યાને સુદામાપાસે આવે છે.)

સુદામા—(કૃષ્ણને બાઝી પડીને) ભાઇ આ અરણ્યમાં આ સમયે પૈણ તારો હાસ્ય કરવાનો સ્વભાવ મુકતો નથી?

કૃષ્ણ—જુવો એ તો, "બાર ગઉએ બોલી બદલે, તરૂવર બદલે શાખા; જાતે દાહાડે કેશ બદલે, પણ લક્ષણ ન બદલે લાખા."

તેમાં વળી તમે હાસ્ય કરવા જેવુંજ કરો છો, પેલા કોળીએ લગાર ધમકાવ્યા કે બગલાની પેઠે બ્હીને નાઠા, અને હમણાં જરા મેઘગર્જના થઇ વિજળીના ચમકારા થયા, એટલે કેસર પપ્પુની પેઠે આમથી આમ દોડાદોડ કરી બુમેબુમ પાડી મુકી, એવા તમે.

સુદામા—ભાઇ, અમે બ્રાહ્મણભાઇ તો એવા, તારે ગમે તે ક્હે.

કૃષ્ણ—તમારૂ બ્રાહ્મણનું રક્ષણ કરવાને મકૃતના ક્ષત્રિઓ નિર્માણ કરી મુકયા છે એટલે તમે પણ એવા બીકણ થાઓ તેમાં નવાઇ નહીં. હવે ચાલો કાષ્ટના ભારા બાંધો. રાત્રી પડી જશે તો વળી તમે લઇ લાકડીને અમારી પાછળ થશો.

સુદામા—ચાલો બાંધીએ. (અરણ્યમાં જાયછે, નેપથ્યમાં અવાજ થાયછે.)

(શાંદીપની તેમને ખોળતા ખોળતા પ્રવેશ કરે છે.)

શાંદીપની—શિવ, શિવ! આ અઘોર અરણ્યમાં આ સંમયે એ છોકરાઓની શી વલે થઇ હશે? આટલામાં તો કોઇપણ દ્રષ્ટીએ પડતું નથી. હે પ્રભુ! એ છોકરાઓનું રક્ષણ કરજે. (ઝાડીમાંથી મનુષ્યનો અવાજ આવતો સાંભળીને) અરે, પણ આઘે ઝાડીમાં કાંઇ ખડખડાટ થાય છે ખરો, અને માણસો બોલતાં હોય એમ જણાય છે, ઘાંટો તો કાઢી જોઉં હશે તો તરત ઉત્તર આપશે (ઘાંટો કાઢીને) એ સુદામા હો. એ કૃષ્ણ.

કૃષ્ણ—(બળદેવને ઝાડીમાં) ભાઈ! એ કોણ ઘાંટા પાડેછે. સાદ તો ગુરૂજીના જેવો સંભળાયો. (ઘાંટો પાડીને) એ કોણ બોલાવે છે?

શાંદીપની—(સાનંદાશ્ચર્યથી) અરે એતો એજ. વાહ! પ્રભુ એતો મોટી કૃપા કરી. ચાલ હવે ઝાડીમાં જઇ શોધી કાઢુ. (ઝાડીમાં જવા માંડે છે, કૃષ્ણ, બળદેવ અને સુદામા લાકડાંના ભારા ઉચકી સામા મળેછે.)

કૃષ્ણ, બળદેવ ને સુદામા—ઓહો ગુરૂજી! આપ અત્યારે અહીં કેમ આવ્યા?

શાંદીપની—(ખુશી થઇને) ઓહો તમેજ છો કે? હવે મારા આત્માને શાંતિ વળી. તમને આ વખતે અરણ્યમાં ગયેલા જાણી

મારા આત્માને ધીરજ રહી નહીં, તેથી શોધવા આવ્યો, બળ્યાં એ કાષ્ટ, ચાલો, ઘેર ચાલો.

કૃષ્ણ—મહારાજ, આપને આટલું કષ્ટ વેઠી અરણ્યમાં આવવું નોહોતું જોઇતું, અમારી પાસે ક્યાં ધન હતું કે અમને ભય હોય.

શાંદીપની—(કૃષ્ણને) લાવ વત્સ, તારા કોમળ શરીરથી આટલો બધો ભાર નહીં ઉંચકાય માટે હું લેવા લાગું.

કૃષ્ણ—નારે મહારાજ, આપ ઉપાનહૂવગર અડવણ પગે આવ્યા છો તે ક્યાંક કાંટોખાંટો વાગશે તો દુઃખી થશો માટે આવી જાઓ મારી ખંધોલે બેસો.

શાંદીપની—ગાંડો, માથે ત્રણ મણ ભાર લીધો છે, સવારનું અન્ન તો ખાધુ નથી અને મને કેહે છે કે ખંધોલે બેસો. સુદામા, લાવ તારે, તારો ભારો મારે માથે મુકય, હું થોડીવાર લેવા લાગુ.

સુદામા—એવી નીતિ હું ભણ્યો નથી. (બળદેવ પણ ના પાડે છે.)

શાંદીપની—તમે ત્રણમાંથી કોઇ મારૂ કહ્યું માનતા નથી ત્યારે હું નિરૂપાય છું, પણ હવે ઘેર તો ચાલશો કે અહીંજ રાત્રી ગાળવી છે?

કૃષ્ણ—હા ચાલો મહારાજ. (જાય છે.)

---

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

સ્થળ, શાંદીપની ઋષિનો આશ્રમ.

**ઋષિપત્ની, સુદામા અને બીજા વિદ્યાર્થીઓ.**

વિદ્યાર્થીઓ સુદામા પાસે પાઠ ભણે છે.

ઋષિપત્ની ગાય દોહોવાની તૈયારી કરે છે.

કૃષ્ણ—(પ્રવેશ કરીને ઋષિપત્નીને) માતાજી મારા ગુરૂ ક્યાં ગયાછે? ઘરમાં નથી કે શું?

ઋષિપત્ની—ના ભાઇ, બાહાર ગયા છે, તે હમણાં આવશે, તું ભલે

આવ્યો, લગાર આ ગાય પાસે ઉભો રેહે તો હું દુધદોહી લેઉં.
કૃષ્ણ—હા માતાજી, લ્યો ઉભો રહું છું.
ઋષિપત્ની—(દુધ દોહોવાનું પાત્ર જુવે છે અને તે ન દીઠું તેથી) કૃષ્ણ, દુધ દોહોવાનું પાત્ર પેલા ઓરડામાં મુકયું છે, તે હું ભુલી આવી, માટે તું જઇને લેઇ આવ.
કૃષ્ણ—પેલા છેલ્લા ઓરડામાં મુકયું છે?
ઋષિપત્ની—હા, હા, અહીં ઉભો ઉભો વાતો શું કરે છે? જાને ઝટ લેઇ આવ.
કૃષ્ણ—(ત્યાં ઉભે ઉભે લાંબો હાથ કરી પાત્ર ઉપાડી લેઇને) લ્યે માતાજી, આ તમારૂં પાત્ર કે?

(ઋષિપત્ની અને બીજા સર્વ વિદ્યાર્થીઓ વિસ્મય થાય છે.)

ઋષિપત્ની—(પાત્રને હાથમાં લેઈ જુવે છે) પાત્ર તો એજ, અરે કૃષ્ણ, તેં અહીં ઉભે ઉભે આ પાત્ર શી રીતે આંણી આપ્યું?
કૃષ્ણ—માતાજી, એમ તે હતું હશે? મેં મારા હાથથી ઉપાડી લાવીને આપને આપ્યું.
ઋષિપત્ની—શું બોલે છે? તું મારી દ્રષ્ટી આગળથી એક ડગલું પણ ખસ્યો નથી અને છેક પેલા ઓરડામાંથી અહીં ઉભે ઉભે પાત્ર શી રીતે ઉપાડી લીધું? તું કેહેતો નથી, પણ એ વાતમાં જરૂર કાંઇ ભેદ છે.
કૃષ્ણ—ના માતાજી, ભેદ કાંઈ નથી, તમે સરત ચુકી ગયાં હશો તેથી તમને એમ જણાયું હશે.
ઋષિપત્ની—ભાઇ તું એમ ગમે તેમ સમજાવ, પણ મેં જે મારી દ્રષ્ટીએ જોયું તેમાં મને કાંઇ સંશય નથી, માન ન માન પણ તારાં પરાક્રમ અલૌકિક છે, તું નહીં કેહે તો કાંઇ ચિંતા નહીં, પણ મારા લક્ષમાં જે આવ્યું તે હું વિસરનાર નથી.
કૃષ્ણ—માતાજી હું ગુરૂજીને બોલાવી લાવું?
ઋષિપત્ની—હા, સુખેથી બોલાવી લાવ. (કૃષ્ણ જાય છે.)
ઋષિપત્ની—(વિદ્યાર્થીઓને) કૃષ્ણનું સામર્થ્ય તો કોઇ દિવ્ય છે

એમાં સંશય નહીં, નિત્ય હું એની ચિકિત્સા જોઉં છું. હરેક કાર્યમાં એની ચપળતા અને યોજના આપણા કરતાં કોઇ જુદાજ પ્રકારની જોવામાં આવે છે. માનો ન માનો, પણ એ કોઇ ઇશ્વરી સત્તા ધરાવનાર દેવાંશી પુરૂષ છે.

સુદામા—માતાજી, એ મારા મિત્રના સામર્થ્યની તો વાતજ જુદી છે. તમે તો આજ એણે આ પાત્ર આણી આપ્યું તેથી વિસ્મય થયાં, પણ અમારા મંડળમાં એ એવાં એવાં કોતક કરે છે કે અમે તો જોઇને દંગ થઇએ છીએ, માત્ર ચોસઠ દિવસમાં તો એણે ચોસઠેય કળાનો સંપૂર્ણ રીતે વિદ્યાભ્યાસ કરી લીધો, અને હવે તો ગુરૂની આજ્ઞા માગી ઘેર જવાનો છે.

ઋષિપત્ની—ઓહો! ત્યારે હવે તો મને પુરો નિશ્ચય થયો. નક્કી એ ઇશ્વરી સામર્થ્ય ધરાવે છે, એમાં સંશય નહીં. ઠીક છે.

(ઋષિપત્ની ઘરમાં કામ કરવા જાય છે, અને શાંદીપની પ્રવેશ કરે છે, અને આસને બેસે છે, વિદ્યાર્થીઓ ઉઠી નમન કરે છે.)

શાંદીપની—સુદામા, કૃષ્ણની શક્તિ મને અદ્ભૂત જણાય છે એને જે કાંઇ વ્યાખ્યાન સમજાવીએ છીએ તે આપણા બોલતા પેહેલાં તો એ જાણે શિખેલોજ હોય નહીં? તેમ કટ કટ કટ બોલી જાય છે એનાં સર્વ લક્ષણ મને કોઇ જુદાજ પ્રકારનાં જણાય છે. (કૃષ્ણ પ્રવેશ કરે છે.)

શાંદીપની—ક્યાં ગયો હતો ભાઇ?

કૃષ્ણ—(નમન કરીને) મહારાજ હું આપને બોલાવા ગયો હતો. ત્યાંથી ખબર મળી કે આશ્રમમાં પધાર્યા એટલે અહીં આવ્યો.

શાંદીપની—બહુ સારૂં ભાઇ, બહુ સારૂં.

કૃષ્ણ—મહારાજ, આપની કૃપાથી મેં યથેચ્છરીતે વિદ્યાભ્યાસ કર્યો, અને હવે અમારી પોતાને ઘેર જવાની વૃત્તિ છે માટે હે કૃપાનિધિ કદિપણ એક તલમાત્ર ન્યુનતા ન પામે એવું વિદ્યારૂપી અખૂટ ધન સંપૂર્ણ રીતે આપે જે મને આપ્યું તેનો બદલો તો મારી કોઇપણ સેવાથી થઈ શકનાર નથી, તોપણ મારા મનની

સમાધાનીને વાસ્તે અને મને સંતોષ વળવાને વાસ્તે હું આપની આજ્ઞા લેતા પેહેલાં વિનતી કરૂંછું કે આપ કૃપા કરી મનવાંચ્છિત દક્ષણા માગી લેઇ અમને બેઉ ભાઇને ઘેર જવાને આજ્ઞા આપો.

શાંદીપની—કૃષ્ણ, તમો બેઉ બાંધવથી હું ઘણો પ્રસન્ન છું. મને મનવાંચ્છિત દક્ષણા આપવાને તું સમર્થ છે. એવો મારો નિશ્ચય છે, હું થોડીવાર વિચાર કરી તારી પાસે ગુરૂદક્ષણા માગીશ.

કૃષ્ણ—જેવી આપની ઇચ્છા.

શાંદીપની—વિદ્યાર્થીઓ, હવે તમારે ભિક્ષાને માટે જવું હોય તો સુખેથી જાઓ. (વિદ્યાર્થીઓ સર્વ જાય છે.)

શાંદીપની—(પોતાની સ્ત્રીને) અલી ક્યાં ગઇ, સાંભળે છે કે?

ઋષિપત્ની—(ઘરમાંથી) એ આ રહી સ્વામિનાથ, આવી. (આવીને) શું આજ્ઞા છે?

શાંદીપની—આપણો કૃષ્ણ સંપૂર્ણ વિદ્યાભ્યાસ કરી રહ્યો તેથી એણે અને બળદેવે પોતાને ઘેર જવા આજ મારી આજ્ઞા માગી, અને મને મનવાંચ્છિત દક્ષણા માગવા કહ્યું. પ્રિયા, કૃષ્ણ તો કોઇ મહાપરાક્રમી છે. મહાસમર્થ વ્યાસજી કરતાં પણ એનું સામર્થ્ય વધે એમ છે માટે એની પાસે ગુરૂ દક્ષણામાં શું માગવું?

ઋષિપત્ની—હે પ્રાણનાથ, કૃષ્ણનાં પરાક્રમની વાત શું પુછો છો? હમણાંજ એનું એક અદ્ભુત લક્ષણ મારા જોવામાં આવ્યું. આજે હું ગાય દોહોવા આવી, તારે દુધ દોહોવાનું પાત્ર આપણા છેલ્લા ઓરડામાં ભુલી આવી. તે વખતે કૃષ્ણ મારી પાસે ઉભેલો હતો, તેથી મેં એને કહ્યું કે છેલ્લા ઓરડામાંથી દુધ દોહોવાનું પાત્ર લેઇ આવ; એટલામાં તો એણે ત્યાં ઉભે ઉભેજ હાથ લાંબો કરી ઓરડામાંથી વાસણ ઉપાડી મને આપ્યું.

શાંદીપની—હાં! એ તો મોટી આશ્ચર્યની વાત. પ્રિયા, હવે તો મને નિશ્ચય જણાય છે કે એ કોઇ મહાસમર્થ અને દેવાંશી છે માટે જે માગશું તે આપી શકશે. બોલ તારી શું ઇચ્છા છે?

ઋષિપત્ની—(વિચાર કરીને) અહો પ્રાણપતિ! આપણે અન્ન

વસ્ત્રાદિક વ્યવહારનાં સાહિત્યોનું તો કાંઈપણ કષ્ટ નથી એટલે એ વાતની ન્યુનતા માનવાનું કાંઇ પ્રયોજન નથી. પણ સ્વામિનાથ, આપ જાણો છો કે આપણે જ્યારે પ્રભાસની યાત્રા કરવા ગયાં હતાં ત્યારે નિર્દય સમુદ્ર કોપ કરી પોતાની છોળથી આપણા પુત્રને પાતાળમાં ખેંચી ગયો છે, તે દાહાડાથી મારા અંતઃકરણને નિરંતર અતિશય કલેશ થયાં કરે છે. જ્યારે મારો બાળક પુત્ર મારી દૃષ્ટી આગળ નાનાપ્રકારની રમત કરતો અને કાલુકાલુ બોલી કલોલ કરતો, ત્યારે તે જોઇ મારા મનને જે આનંદ થતો તે યાદ આવી મારૂં હૃદય ભેદાઇ જાયછે. જે આભુષણો અને શોભિતા અલંકારો તેને પેહેરાવી હું મારી આંખો ઠારતી તે આભુષણો અને અલંકારો આજ મારી દૃષ્ટીએ પડતાંજ મારૂં કાળજુ કપાઇ જાય છે. મારા સંતાનવગર આ મારૂં ઘર સ્મશાનભુમી સરખું થઈ પડ્યું છે, ધન, ધામ અને બીજાં સઘળાં સુખનાં સાધનો મને આગના અંગારા જેવાં લાગે છે. સંતાનવગર આ સંસારમાં મારૂં જીવતર ન જીવવા જેવું છે. (હાથ જોડીને) મહારાજ, મારૂં તે કષ્ટ કૃષ્ણ નિવારણ કરી શકશે, માટે મારી ઇચ્છા એવી છે કે, ગુરૂદક્ષ-ણામાં કૃષ્ણ પાસે માગવું કે જો મનવાંચ્છિત દક્ષણા આપો તો મારા પુત્રને સમુદ્ર પાતાળમાં ખેંચી ગયો છે, તે પાછો મેળવી આપો.

શાંદીપની—અહા! મારો વ્હાલો પુત્ર, મને કોઇ પાછો મેળવી આપવાનું કેહે, તો તો હું તેના બદલમાં આખી પૃથ્વીનો વૈભવ મળતો હોય તો તેપણ મુકી દઉં. અરે ગમે તો મારો પ્રાણ માગે તો તેપણ આપુ. પણ પ્રિયા, એ કામ તો પ્રભુ વગર બીજાથી થાયજ કેમ? એવી અસંભવિત દક્ષણા માગી કૃષ્ણ સરખા ધર્મનિષ્ટને કષ્ટી કરવો એ આપણને યોગ્ય નથી.

ઋષિપત્ની—સ્વામિનાથ, તમે જાણીને કેમ ભુલો છો? કૃષ્ણ તે કામ કરવાને સંપૂર્ણ રીતે સમર્થ છે એમ શું તમે નથી ધારતા?

મારા પ્રાણાધાર, નિઃસંશય કૃષ્ણ આપણું એ સંકટ નિવારણ કરવા પાતાળમાં જઇ યમરાજ સાથે યુદ્ધ કરીને પણ મારો પુત્ર મને આણી આપવા સમર્થ છે. મારા બાળકનો વિયોગ મારૂં હૃદય શાહારી નાખે છે.

(સિતાજીના મહીનાનો રાગ.)

સ્વામી શું કરૂં ધન ને ધામ, બાળકવણ બળ્યું બધુ,
મારી કુલેશે બળી ગઈ કાય, એથી દુઃખ શું વધુ?
રૂડાં બાળક રમતાં જોઊ, પાડોશણ પાસ હું,
તર્ત યાદ આવે મારો તંન, ઉભી હું બળી મરૂં.
(રડીને) એથી મરણ ભલુ મારા નાથ, બળ્યુંમારૂં જીવવું,
જાણું જઈ પડુ સાગરમાંહ્ય, બાળકડાને જઇ મળું;
માટે કૃષ્ણની પાસે આપ, માનીને મારૂં કહ્યું,
માગો બાળક મારા નાથ, સંકટ ન જાય સહ્યું.
(હાથ જોડીને) કહું કરગરી વાર હજાર, વ્હાલા મારી વિનતી,
કરૂણા કરીને ધરજો કાન, રાખીને રૂડી મતી.

શાંદીપની—તું છેક આમ નિશ્ચયજ લેઇ બેઠી છું, તો હું માગીશ. પણ તારૂં માગવું અસંભવિત છે હો.

ઋષિપત્ની—મારા જીવન, આપે કૃષ્ણનાં પરાક્રમનું અનુમાન કર્યું છે, તેમ છતાં આપ આમ સંકલ્પ વિકલ્પ કરી મને નિરાશ ના કરો, હું તમને કાલાવાલા કરીને અને પગે લાગીને કહું છું કે ગમે તેમ ગણો પણ કૃષ્ણ પાસે ગુરૂદક્ષણામાં મારો બાળક પુત્ર પાછો આણી આપવાવગર બીજું કશું માગશો નહીં.

શાંદીપની—સારૂ, તારી ઇચ્છા અને દ્રઢતા એવીજછે તો તે માગીશ.

(કૃષ્ણ પ્રવેશ કરે છે અને ગુરૂ તથા ગુરૂપત્નીને નમન કરે છે.)

શાંદીપની—આવો રાજકુમાર ક્યાં ફરી આવ્યા?

કૃષ્ણ—કૃપાનાથ, આપના મુખથી આટલું બધું માન મારે માટે હોવું ન જોઇએ.

શાંદીપની—હવે તમે પૂર્વસ્થિતિમાં જવાને યોગ્ય થયા છો!

કૃષ્ણ—એ સર્વ આપની કૃપાદૃષ્ટિનો પ્રસાદ છે. મહારાજ, હવે મને શું આજ્ઞા છે?

શાંદીપની—હે ત્રણ લોકના અધિપતિપણાને યોગ્ય કૃષ્ણ, મેં સંપૂર્ણરીતે વિચાર કર્યો અને મારો નિશ્ચય છે કે તમે મને મનવાંચ્છિત દક્ષણા આપવા યોગ્ય છો. માટે હું એટલું માગું છું કે "પ્રભાસમાં સમુદ્ર પોતાની છોળથી મારા પુત્રને પાતાળમાં તાણી ગયો છે તે પાછો મને જીવતો આંણી આપો."

કૃષ્ણ—મહારાજ, આપે ગુરૂદક્ષણામાં એ જે માગ્યું તે આપની મોટામાં મોટી ઇચ્છા છે એ ખરૂં, પણ હે જ્ઞાતા! હે ગુરૂજી! જે કામ ઇશ્વરી કૃત્ય છે તે કામ મારા સરખાં મનુષ્યથી કેમ થઈ શકે! મનુષ્ય પ્રાણી જે કાંઈ કાર્ય કરવા સમર્થ ગણાય તેવું ગમે તે કાર્ય કરવા આપ મને આજ્ઞા કરો તો હું તે આપની ઇચ્છાપ્રમાણે કરીશ.

શાંદીપની—તમે કોહો છો તે યથાર્થ છે, તમે મનુષ્યરૂપ છો ખરા, પણ તમારાં પરાક્રમ મનુષ્ય પ્રાણી કરતાં અદ્ભૂત છે, તમારા જેવાં પરાક્રમ કરનાર દેવની પંક્તિમાં ગણાય, માટે તમે દેવતે કામ કરવાને પણ સમર્થ છો.

ઋષિપત્ની—આજે ગાયની પાસે ઉભે ઉભે હાથ લાંબો કરી છેક છેલ્લા ઓરડામાંથી દુધ દોહોવાનું પાત્ર આંણી આપ્યું તે બીજુ કોણ માણસ કરી શકે? એ શું સાધારણ મનુષ્યનું સામર્થ્ય કે? મારો વ્હાલો પુત્ર, કે જેના વિયોગથી આ મારૂં જીવતર ધુળ છે તે આંણી આપવાને શું ના કહો છો?

કૃષ્ણ—માતાજી આપનો પુત્ર તે મારો ભાન્ડુ ગણાય, પણ આપ જ્ઞાની છો તે વિચાર કરો કે સૃષ્ટીના ઈશ્વરી નિયમ તોડવાને મારૂં શું સામર્થ્ય!

ઋષિપત્ની—હે કૃષ્ણ, હે સૂર્ય સરખા તેજસ્વી, તમે તમારી ભુજાઓવડે સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળને પણ ડોલાવવા સમર્થ છો. એવું અનુમાન કરવાને મને હવે સંશય નથી રહ્યો. માટે જો

તમારા ગુરૂને મનવાંચ્છિત દક્ષણા આપી અમને પ્રસન્ન કરવાની તમારી ઇચ્છા હોય તો મારો પુત્ર લાવી આપો (દલગીરીથી) નહીં તો સુખેથી તમારા ગુરૂનો આશિર્વાદ લેઈ ઘેર પધારો.

કૃષ્ણ—હે માતાજી, આપની જ્યારે એવીજ ઇચ્છાછે ત્યારે મારો આ પ્રાણ જતાસુધી પણ મારા ગુરૂજીની અને આપની એ ઇચ્છા પૂર્ણ કરવાને હું આપની આજ્ઞા માથે ચઢાવું છું. (શાંદીપનીને) હે મહર્ષિ! આપની આજ્ઞાને આધિન થયેલો હું આપની ઇચ્છા પૂર્ણ કરવાને માટે જવાની આજ્ઞા માગું છું.

શાંદીપની—વત્સ, તમારો જય થાઓ. મારા પુત્રને લેઇને તમારી સુખદકાંન્તિ મને વેળાસર દેખાડજો.

કૃષ્ણ—(બળદેવને) ભાઈ, ત્યારે હું જાઉં છું. તમે ત્યાંસુધી ગુરૂની સેવામાં તત્પર રેહેજો.

બળદેવ—એ પ્રયત્નમાં મારે પણ તમારી સાથે રેહેવું જોઇએ.

કૃષ્ણ—કાંઇ જરૂર નથી ભાઇ, જો અગત્ય હોત તો હું પોતે તમને કેહેત. અને હું જે કાર્ય કરૂં તે તમેજ કર્યું ગણાય. (ગુરૂજીને) મહારાજ, નિશ્ચિંત રહો, હું એક ક્ષણવાર પણ નકામો ખોટી નહીં થાઉં. (જાઉં છું.)

શાંદીપની અને ઋષિપત્ની—નિર્વિઘ્ને તમારો જય થાઓ. અને અમારી મનકામના પૂર્ણ કરો. (જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ,** પાતાળમાં પ્રવેશ કરવાનું દ્વાર.

**પંચજન દૈત્ય** (દ્વારપાળ) **અને કૃષ્ણ.**

કૃષ્ણ—(પ્રવેશ કરતા સ્વગત) પેલો કોઇ દૈત્ય ફરે છે, તે ઘણુંકરી દ્વારપાળ હશે, તેથી તે મને ખુશીથી જવા દેનાર તો નથીજ તોપણ જોઉં, એને પુછું તો ખરો. (પાસે જાય છે.)

પંચજન—અરે તું કોણ છે?

કૃષ્ણ—જેની ભુજાઓ ત્રણ્યે લોકને કંપાવવા સમર્થ છે એવો હું ક્ષત્રી પુત્ર છું, અને તને પુછું છું કે તું કોણ છે?

પંચજન—હું યમરાજનો દુત છું અને આ દ્વારની રક્ષા કરૂં છું. હે વિલક્ષણ મનુષ્ય! તું તારે રસ્તે જા, નહીં તો સંતાપને પામીશ.

કૃષ્ણ—તે બધું ઠીક. હવે તું મને પ્રવેશ કરવા દે છે કે નહીં?

પંચજન—યમરાજ મહારાજની આજ્ઞાવગર આ દ્વારમાં કોઇથી પ્રવેશ થઇ શકે નહીં, અને ઓ ભોળા માણસ! છતે આયુષ્યે આ સ્થળમાં આવવાની દુર્બુદ્ધિ તને કાં સુજી?

કૃષ્ણ—તારી સમજણ પ્રમાણે તું ગમે તે અનુમાન કર્યાં કર, પણ તું જાણે છે કે જે પ્રબળ હોય છે તે દુર્બળની આજ્ઞા માનતા નથી?

પંચજન—એ બધી લાંબી લાંબી વાતો અને બડાઇ જવા દેઈ જેવો આવ્યો તેવો ચાલ્યો જા. આ સ્થળથી તું અજાણ્યો છું એમ જાણી જતો મુકું છું. જા, જા.

કૃષ્ણ—અરે અજ્ઞાની, તને એટલી અક્કલ નથી કે આ દ્વારસુધી જે હું આવ્યો છું, તે શું એમ પાછો જવાને આવ્યો છું?

પંચજન—હું પણ જાણું છું કે તું પાછો જવા પામે એવું આ સ્થળ નથી. પણ અજાણ્યો જાણી મને દયા આવે છે માટે હજુપણ એક વખત કહું છું કે જ્યાંથી આવ્યો ત્યાં પાછો ચાલ્યો જા.

કૃષ્ણ—ત્યારે હું પણ તને છેલ્લુજ કહું છું કે તારે તારા જીવની દરકાર હોય તો દ્વારનો રસ્તો મુકી સત્વર એક બાજુ ઉભો રેહે.

પંચજન—લ્યે ત્યારે, તું વગર તેડેજ યમને દ્વારે આવ્યો છું તો સદા અહીંજ રેહેવાને માટે તને પુરો કરૂં છું.

કૃષ્ણ—ખબરદાર, સાવધ રેહેજે (ધનુષ્યનો ટંકાર કરીને) તારા ઈષ્ટદેવનું સ્મરણ કરી લ્યે. (બેઉ જણનું યુદ્ધ થાય છે અને દૈત્ય દ્વારવચ્ચે લોથ થઈ પડે છે તેને ઘસડીને બાજુએ કરી કૃષ્ણ પાતાળમાં પ્રવેશ કરે છે, અને થોડીવારે ઋષિના પુત્રને લેઇ ઉપર આવે છે.)

## પ્રવેશ ૩ જો.

સ્થળ, શાંદીપની ઋષિનો આશ્રમ.

શાંદીપની ઋષિ, ઋષિપત્ની, સુદામા, બળદેવ અને બીજા વિદ્યાર્થીઓ.

ઋષિપત્ની—(શાંદીપનીને) સ્વામિનાથ, કૃષ્ણ હજુ કેમ ન આવી પ્હોંચ્યા? અહા! મારા પુત્રને જોઈ મને કેટલો આનંદ થશે!

શાંદીપની—હવે મિથ્યા ચિંતા નહીં કર,. કૃષ્ણ મારા ત્રિવિધ તાપના હરનાર આપણા પુત્રને સુરક્ષિત લેઇનેજ આવશે એમ મારૂં અંતઃકરણ મને સૂચવે છે.

બળદેવ—મહારાજ, આપ નિશ્ચિંત રહો, અમે નિશ્ચય કર્યો છે કે આપની ઇચ્છા પૂર્ણ કર્યા પછીજ અમારે ઘેર જવું.

શાંદીપની—તમારા સરખા સમર્થે જે કાર્યનો પ્રારંભ કર્યો છે તે કાર્ય સંપૂર્ણ રીતે થવાનું, એતો મને નિશ્ચયજ છે.

એક વિદ્યાર્થી—(હર્ષ ભર્યો દોડતો આવીને) મહારાજ, આપણા કૃષ્ણ આપના પુત્રને એક મોટા રથમાં બેસાડી તેડી આવે છે. રથની પછેવાડે તો હજારો લોક જોવા મળ્યું છે, અને હું તો દોડતો દોડતો વધાંમણી ખાવા આવ્યો. (સર્વ હર્ષ પામે છે.)

ઋષિપત્ની—(સાનંદાશ્ચર્યથી) હાં, ખરી વાત! અહાહા!! ઓ કૃષ્ણ, મારૂં ભાગ્યોદય કરનાર ભ્રાત, તારૂં કલ્યાણ થજો, તારો જય થજો, મને તેં સુખી કરી. અહા! મારો પુત્ર, મારો વ્હાલો દીકરો, અરે રથ કેટલો વેગળો છે? ચાલ હું દોડી પ્હોંચું.

શાંદીપની—અલ્યા વિદ્યાર્થીભટ્ટો, આજ તો આનંદ, આનંદ ને આનંદ, પ્રિયા, ચાલો, ચાલો, દોડતાં ચાલો.

એક વિદ્યાર્થી—અરે મહારાજ એ તો આ આવ્યા, આ આવ્યા. (ખુશી થાય છે. કૃષ્ણ અને શાંદીપનીનો પુત્ર રથમાં બેશી પ્રવેશ કરે છે, ઋષિપત્ની પોતાના પુત્રને રથમાંથી તેડી લેવી દોડે છે, તે રથમાંથી કુદી પડી, દોડી આવી માતાને ભેટેછે.)

ઋષિપત્ની—ઓ મારા લાડકા, મારા જીવન!

શાંદીપની—ઓ મારા ચિરંજીવ! (કૃષ્ણને) હે મારાં નેત્રકમળને ઠારનાર પ્રિય કૃષ્ણ, તેં મને અવધિ સુખ કર્યો.

વિદ્યાર્થીઓ ગુરૂજીના પુત્રની હેતથી આસનાવાસના કરે છે.

ઋષિપત્ની—(કૃષ્ણને પગે લાગવા જાય છે, કૃષ્ણ તેમ કરતાં અટકાવે છે.) હે કૃષ્ણ ! હે દારૂણ દુઃખના દળનાર ! તમે મને જીવતદાન આપ્યું છે, તમે મને મહાકૃતાર્થ કરી છે, તમે તો સર્વ વાતે સમર્થ છો. પણ તમારા આ અનહદ ઉપકારના બદલામાં હું મારા આશિર્વાદ શિવાય બિજું કાંઇ કરવા તમારા આગળ સમર્થ નથી. હું મારા ખરા અંતઃકરણથી, પૂર્ણ ભાવથી, હસતી કુંપળીએ અને ઠરતી આંતરડીએ તમને આશિર્વાદ આપું છું કે આ જગતમાં તમારી સત્કીર્તિ, તમારો પ્રતાપ અને તમારૂં રાજ્ય નિર્વિઘ્ને અવિચળ તપો.

કૃષ્ણ—માતાજી, આપની સેવા કરવી એ મારો ધર્મ છે, તેમાં મેં કોઇપણ પ્રકારે ઉપકાર કર્યો નથી. છોકરાં માબાપને વાસ્તે જે કાંઇ કરે તે કાંઈ ઉપકાર કર્યો એમ કેહેવાય નહીં.

શાંદીપની—ધન્ય છે કૃષ્ણ, તારી સત્કીર્તિ આખા જગતમાં વ્યાપી રહો. તેં મને કૃતાર્થ કર્યો.

કૃષ્ણ—હે કૃપાસિંધુ, આપ પ્રસન્ન થયા એટલે અમારી બેઉ ભાઇઓની સઘળી મનકામનાઓ સિદ્ધ થઈ ચુકી. (બળદેવને) કેમ ભ્રાત, હવે આપણે ગુરૂની આજ્ઞા માગી વિદાય થઇશું?

બળદેવ—હા બંધુ.

કૃષ્ણ અને બળદેવ—(ગુરૂને નમન કરીને) હે મહર્ષિ! અમને હવે વિદાય થવાની આજ્ઞા આપવાની કૃપા કરો.

શાંદીપની—હે વત્સો, તમે બેઉ બાંધવ સુખેથી પધારો. તમારી મનકામનાઓ નિર્વિઘ્ને પૂર્ણ થાઓ.

ઋષિપત્ની—(કૃષ્ણ ને બળદેવ નમન કરે છે તમને) ચિરંજીવ રહો. અને ત્રીલોકમધ્યે તમારી સત્કીર્તિ ગાજી રહો.

## લાવણી.

(સર્વ સાથે ગાય છે.)

ધરી હામ કરી આ કામ, રાખીયું નામ, કૃષ્ણ સુખદાતા,
તુજ કૃપાથકી ઓ કૃષ્ણ, થઇ સુખ સાતા;
નિજ ગુરૂ તણી આ સેવ, કીધી તતખેવ, કરેજે દેવ, તેવી તેં કીધી
કરી ગુરૂ ઘણા પ્રસન્ન, સાધી છે સિદ્ધિ;
રહો સુખી સમર્થ ઓ ભ્રાત,કરી આ વાત,થઇ વિખ્યાત,જગત બાધામાં
તુજ સમો નહીં કોઇ વીર વસ્યો વસુધામાં;
ગ્રહી તમ તણો ઉપકાર,જેનો નહીં પાર,અમે આ વાર,કરગરી કહીએ
રહો નવે ખંડમાં નામ આશિશ એ દઇએ. ૧

કૃષ્ણ—(ઋષિના પુત્રને) બંધુ, સ્નેહ રાખજે અને કોઇ પ્રસંગે તેડવા મોકલું તો મળવાસારૂં આવજે.

ઋષિપુત્ર—જેષ્ટબંધુ, તમે મને આ મારાં માતપિતાનો મેળાપ કરી આપી જે જીવતદાન આપ્યું છે તે મને કદિ વિસરનાર નથી. તમારા વિયોગનું કષ્ટ મારાથી સહન થનાર નથી. માતા, તું ભાઇને જવા ન દેઇશ.

કૃષ્ણ—ભાઇ, તું મારો ભાઇ છે, અને તેના સુખાર્થે જે કાંઇ હું કરૂં તે ઉપકાર ગણાય નહીં. તું પિતાજીની આજ્ઞામાં રહી સારી રીતે વિદ્યાભ્યાસ કરજે. (પછી કૃષ્ણ અને બળદેવ સઘળા વિદ્યાર્થીઓને ભેટે છે અને કૃષ્ણ સુદામાને ભેટતી વખત) મારા પ્રાણસખા, આ વિયોગનું દુઃખ મને ઘણું થાય છે. તમારો સ્નેહ મને કદિ વિસરનાર નથી. તમે જેષ્ટબંધુ પ્રમાણે મારાઉપર કૃપા રાખી મારી સંભાળ લીધી છે. હું તમારો દાસ છું, અને એટલું માગી લઉં છું કે એક વખત પણ કૃપા કરી આપે દ્વારીકાં પધારી મારૂ ઘર પવિત્ર કરવું. બંધુ, મને વચન આપો.

(ભેટી પડે છે અને ડુસકાં ભરે છે.)

સુદામા—મારા પ્રાણાધાર સખા, તમારા વિયોગનો સમય આવ્યો તથી મારૂ હૃદય કંપે છે. તમે મારાઉપર જે પ્રિતી રાખી છે,

તવી પ્રિતી તમારા જેવા ઉત્કૃષ્ટ પદ્વીના માણસ મારા જેવા રંક ઉપર ભાગ્યેજ રાખે. બંધુ, આપ જેવા સમર્થની મિત્રાઇથી હું પોતાને મોટો ભાગ્યશાળી માનું છું. પ્રભુની કૃપા હશે તો તમારાં દર્શન કરવા કોઇ વખત પણ આવીશ. મારાઉપર કૃપા રાખજો. હવે હું પણ થોડા દિવસમાં ઘેર જવાની વૃત્તિમાંજ છું.

કૃષ્ણ—સારૂ મારા મિત્ર. તમે મને દર્શન આપવાનું અંગિકાર કર્યું તેથી હું કૃતાર્થ થયો. (કૃષ્ણ અને બળદેવ ગુરૂને) મહારાજ, અમે જન્મપર્યંતના આપના સેવક છીએ, માટે અમારા ઉપર કૃપાદ્રષ્ટી રાખજો. હવે અમે જઇએ છીએ.

શાંદીપની—સુખેથી પધારો વત્સ. (જાય છે.)

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ, સુદામાની ઝુંપડી.

**સુદામા, સુશીલા, ભાનુદત્ત, સોમદત્ત, અને શંકો.**

(કંગાલ દેખાવમાં છોકરાઓ રૂદ્રીની પેહેલી કાન્ડીનો પાઠ કરે છે અને સુશીલા દેવ પુજા કરી રહીને પરમેશ્વરની સ્તુતી કરે છે.)

સુશીલા—(સુદામાની પુજા કરવા આવીને) સ્વામિનાથ, કૃપા કરી આપનું પાદપુજન કરવાની આજ્ઞા આપશો?

સુદામા—હા પ્રિયા, સુખેથી કરી લ્યે. (જમણો પગ લાંબો કરે છે. સુશીલા પુજા કરી ચરણામૃત લહે, તેને) પ્રિયા, તારૂ કલ્યાણ થાઓ. (સુશીલા સુદામાને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરે છે, અને છોકરાઓ ઉઠી માતપિતાને નમન કરે છે પછી.)

સુદામા—પ્રિયા આજે રસોઈના સાહિત્યનું કેમ છે?

સુશીલા—સ્વામિ, આજ તો એ વાતનું લગાર સંકોચ જેવું છે. આપને દેખાડું છું. (એક પાલમાં લાવી દેખાડે છે.)

સુશીલા—આજ તો ભિક્ષામાં માત્ર આટલોજ લોટ મળ્યો છે, અને દાળ તો મુદલ મળી નથી, માટે જેમ આપની આજ્ઞા હોય તેમ કરૂં.

સુદામા—ઇશ્વર જે કાંઇ મેળવે તે ઉપર સંતોષ વાળવાવગર છુટકો છે? માંહી સારી પેઠે છાશ રેડી પુષ્કળ ઉકાળી ભૈડકુ તૈયાર કર.

સુશીલા—સ્વામિ, ભિક્ષામાં લોટ પણ આપણું પુરૂ ન થાય એટલો મળ્યો તેથી આપને માત્ર ભૈડકુ આરોગી રેહેવું પડશે માટે ક્ષમા કરજો.

સુદામા—પ્રિયા, એક તો તું જાતે અમારે વાસ્તે ભિક્ષા માગવા ગઇ, તેમાં તને સંપૂર્ણ ભિક્ષા ન મળી, તેમાં તારો શું અપરાધ કે તું ક્ષમા માગે છે? એમાં તો મ્હારે તારી ક્ષમા માગવા જેવું છે.

સુશીલા—પ્રાણપતિ, હું તો તમારા ચરણારવિંદની દાસી છું, આ દેહ આપનીજ સેવા કરવા સૃજેલો છે, માટે જો આપની સેવા કરવામાં હું ચુકુ તો મારે આપની ક્ષમા માગવીજ જોઇએ, પણ આપે તો મારી ક્ષમા કોઇ પણ પ્રકારે માગવી યોગ્યજ નથી.

સુદામા—હે સુંદરિ, તું સદાચરણવાળી, ધર્મશીલ અને સારા કુળની છું તે એમજ કેહે. જા ભૈડકુ તૈયાર કર, અને તે હું આનંદથી પીશ. કાંઈ ચિંતા કરીશ નહીં.

સુશીલા—સારૂ પ્રાણનાથ. (રસોઇ કરવા જાય છે અને સુદામા છોકરાઓને પાઠ ભણાવે છે. થોડીવારે સ્ત્રી ઘરમાંથી બોલાવે છે.)

સુશીલા—સ્વામિ, છોકરાઓને જમવા મોકલો !

સુદામા—બહુ સારૂ. (છોકરાઓને) અલ્યા ઉઠો જાઓ, તમારી મા ખાવા સારૂ બોલાવે છે. (છોકરા જાય છે.)

સુદામા—(સ્વગત) આ સ્થિતિમાં તે દિવસ કેમ જશે? આવું આવું ઘણીવાર બન્યું, પેટમાં ખાવાને અન્ન પણ પુરૂં ન મળે, એ કાંઈ જેવું તેવું કષ્ટ નહીં, કોઇની યાચના તો હું પોતે મારો પ્રાણ ગયે પણ કરવાનો નહી. ત્યારે હવે કરવું શું તે મને કાંઇ સુઝતું નથી. (સુશીલા પ્રવેશ કરે છે.)

સુશીલા—(હાથ જોડીને) પ્રાણનાથ, મારી એક વિનતી લક્ષમાં લેશો?

સુદામા—હા પ્રાણવલ્લભા, તારે જે કેહેવું હોય તે સુખેથી કેહે.

સુશીલા—જુઓ, હવે દિવસે દિવસે ભિક્ષા ઓછી મળતી જાય છે અને આજ તો એક વખત ભુકત કરવા જેટલું પણ અન્ન પુરૂં મળ્યું નહીં. રાત્રે છોકરાંને પણ ભુખ્યાં પડી રેહેવું પડશે. આપે યાચના ન કરવાનો નિયમ લીધો છે તે ભલે; આપનો એ નિયમ જળવાય અને કાંઇ ઉદ્યોગ આદરવાની યોજના કરો તોજ લાજ રેહે. નહીં તો હવે અન્નના પણ સાંસા પડવાનાં ચિન્હ જણાવા લાગ્યાં છે.

સુદામા—હે કલ્યાણિ, મને પણ એમજ લાગે છે. પણ એવી તે હું કિયા ઉદ્યોગની યોજના કરૂં? મારી પાસે દ્રવ્ય તો છે નહીં કે બીજો ઉદ્યોગ કરૂં.

સુશીલા—આપે શાંદીપની ઋષિસરખા ગુરૂની કૃપાથી જે વિદ્વત્તા સંપાદન કરી છે તેજ સાધન.

સુદામા—પ્રિયા, એ ખરૂં છે. વિદ્યારૂપી સાધન છે તે સર્વોપરી છે. પણ તું જાણે છે કે લોકોને ધર્મશાસ્ત્રનું શ્રવણ કરાવાને મેં આજ સુધી કથા કરી, પણ તેનું ફળ મને કે તેમને કાંઈ પ્રાપ્ત થયું નહીં. જ્યાં અધર્માચરણી અને મૂઢજનો વસે છે ત્યાં તેનો સત્કારને બદલે તિરસ્કાર થાય છે.

સુશીલા—મહારાજ, તેથી આમ કંટાળી જવું ન જોઇએ, મારૂં કહ્યું માનો તો આપણા ગામની પાસે કપીલેશ્વર મહાદેવનું જે દેવાલય છે ત્યાં ઘણા ગામના લોકો દર્શન કરવા આવે છે, માટે આપ જો ત્યાં બેશી ધર્મશાસ્ત્રનું પારાયણ કરો તો કાંઇ પણ આશ્રય મળે ખરો.

સુદામા—ઠીક છે, તેમ કરૂં પછી શું? ચાલ્ય, હું લગાર ભૈડકુ પી લેઉં અને પછી જઉં. (જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

સ્થળ, કપીલેશ્વર મહાદેવનું દેવાલય.

નંદનગીરીબાવો, સુદામા તથા ગામના લોકો.

નંદનગીરી—બંભોળા, બંભોળા. હર, હર, હર, શંકર, હર.

(પખાળ કરવાને પાણી લેવા જાય છે, સુદામા દોરી તુમડી ખભે મુકીને તથા પોથી બાંધીને પ્રવેશ કરે છે.)

સુદામા—જગ્યા તો અતિ રમણિય છે. અને ઘણા ગામના લોકો નિત્યમેવ દર્શન કરવા સારૂ આવે છે તેથી કોઇપણ ધર્માત્મા નિકળી તો આવશે. માટે આ સ્થળ ઠીક છે. પણ મેં સાંભળ્યું છે કે મહાદેવનો પુજારી બાવો બહુ અદેખો માણસ છે, તે જંપીને બેસવા દેશે નહીં. શિવ, શિવ ! હશે. મહાદેવજીએ જે ધાર્યું હશે તે થશે. એકવાર બેસું તો ખરો. (પારાયણ કરવા બેસે છે. જરા વારે બાવો પખાળ કરવાનું પાણી લેઇ પ્રવેશ કરે છે.)

નંદનગીરી—અલ્યા બાંમણ, અહીં ચ્યમ બેઠો છું? તારા ભાનું કાંઇ ખતખત માગું સું?

સુદામા—બાવાજી મહારાજ, હું ગરીબ બ્રાહ્મણ છું, અને મહાદેવજી આગળ ધર્મશાસ્ત્રનું પારાયણ કરૂં છું. તમારે શ્રવણ કરવું હોય તો સુખેથી બિરાજો.

નંદનગીરી—અહીં કોઇને સાંભળવું નથી. તારૂ પોથુ ઉપાડીને હેંડ્યો જા, નહીં તો બાંમણના દિચરાને અત્તારમાં બે વેંણ કેવાં પડશે.

(ગામના લોકો પ્રવેશ કરે છે.)

નંદનગીરી—(આવીને) અલ્યા બાંમણ મેં તને કહ્યું તે તેં ન ગણકાર્યું? ઉઠ્ય કહું છું કે મારી જગ્યામાં તારૂં કામ નથી.

એક જણ—બાવાજી, એ લપ વળી કયાંથી આવીને વળગી છે?

નંદનગીરી—કોણ જાણે કેઇ વખતે પાપ આવીને બેઠું છે. (સુદામાને) ઉઠ્ય, જાય છે કે નહીં?

બીજો જણ—મહારાજ, અહીં તમારૂં કાંઇ વળે તેમ નથી, માટે છાંનામાના પોથી વિંટી રસ્તે પડો. (પોથીનાં પાંનાં ઉડાડી મુકે છે.)

૫

સુદામા—(પાનાં વીણતાં) ભાઇ, હું તમને કાંઇ પિડા નથી કરતો, તમારી પાસે કાંઇ માગતો નથી, માત્ર મહાદેવજીનો આશ્રય ધરી બેઠો છું તેમાં તમે મને શીદ રગડો છો?

સર્વ જણ—ના ના મહારાજ, નહીં નહીં, અહીં બેસવાનું નથી ઉઠ્ય હીંડવા માંડ્ય.

નંદનગીરી—(સુદામાનો હાથ પકડીને) ઉઠ્ય મહારાજ. (સુદામાને ખેંચીને ઉઠાડે છે, તે ઉઠતા નથી તેને ઢસેડે છે, સુદામા પાછો જોર કરી આસનઉપર જાય છે.)

સુદામા—ભાઇઓ, હું તમને શું પિડા કરૂં છું કે તમે મને ઉઠાડી મુકો છો?

સર્વ લોકો—ના ના અહીં નહીં, અહીંથી જા. તું એમ ઉઠવાનો નથી. અલ્યા ચાલો એને ઉંચકીને વંડા બહાર મુકી આવીએ.

(સર્વ મળી સુદામાને ઊંચકી વંડા બહાર મુકી આવે છે. અને એક જણ પોથી વિટી આપી આવી પાછા દેવળમાં આવે છે.)

નંદનગીરી—આવાં આવાં પાપ ચ્યાંથી આવે છે?

એક જણ—અલ્યા દરવાજાનાં કમાડ વાસજે નહીં તો પાછો આવીને વળી ચોટશે તો આપણાથી ગાંજો નહીં ફુંકાય.

બીજો જણ—બ્રાહ્મણીઆ જ્યાં જોઇએ ત્યાં તૈયારના તૈયાર આવીને પોથુ છોડીને બેઠા. કાંઇ ગયું? ખબરદાર મહારાજ, કોઇને પણ પેસવા દીધો છે તો, તમે તમારી વાત જાણ્યા, મફતનો અમારો ગાંજો ફુંકો છો, તે એવાં પાપને પેસવા દેશો તો પછી અમારાથી અહીં અવાશે નહીં તો પછી ગાંજા ક્યાંથી ફુંકાશે. લ્યો ભરો ચલમ.

નંદનગીરી—નારે, કોઇને પણ ઉભો ન રાખું.

(ગાંજો ભરી ચલમ આપે છે અને એક પછી એક ફુંકે છે.)

એક જણ—ચાલો હવે બાવાજી, જઇશું. નમો નારાયણ.

નંદનગીરી—નારાયણ. (જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ, સુદામાની ઝુંપડી.

સુશીલા (બેઠી બેઠી જુનાં વસ્ત્ર સાંધે છે ત્યાંથી ઉઠીને)

સુશીલા—અરેરે મને ત્રણ દિવસથી ખાવાને અન્ન પણ મળ્યું નથી. મારાં નિરપરાધી છોકરાં પણ બે દિવસથી કેવળ દાતણ ભેર છે. રાત્રે તો બિચારાં છોકરાંથી ભુખ્યે ન રેહેવાયું તેથી ખાવાસારૂં મહાકલ્પાંત કરી મુક્યું. પણ હું શું ખાવા આપું? (દલગિરીથી) અરેરે! તેમના કાલાવાલાએ મારૂં કાળજું કોરી નાખ્યું. મેં તેમને ઘણાં સમજાવ્યાં, ઘણા દિલાસા આપ્યા. પણ એથી કાંઇ એમનું પેટ ભરાય કે સંતોષ વાળે! બિચારાં ભુખે ટળવળી રોઇ રોઇને થાક્યાં તારે ઉંઘી ગયાં. મેં તેમને ખોટા ખોટા દિલાસા આપી કહ્યું છે કે સવારના પોહોરમાં હું તમને પેટ ભરીને ખાવા આપીશ, તેથી એ તો ઉઠશે તેવાંજ ખાવાનું માગતાં આવશે, તારે હું શું ખાવા આપીશ? ગામમાં રોજ ભિક્ષા માગવા જઉં છું, પણ બે દિવસથી તો પાશેર અન્ન પણ મળતું નથી અને ઘરમાં અન્નનો એક દાણો સરખો પણ નથી, હવે શો ઉપાય કરૂં? અરે આ એક છોકરો તો ઉઠીને આવ્યો. અરેરે એ બિચારો ભુખે અડબડીઆં ખાતો આવે છે. હું એને શો ઉત્તર આપીશ?

(ભાનુદત્ત પ્રવેશ કરે છે.)

સુશીલા—આવ્ય ભાઈ, તું ઉઠ્યો?

ભાનુદત્ત—હા, મા. માતા ખાવાનું થયું?

સુશીલા—ના દિકરા હવે કરીશ.

ભાનુદત્ત—હજુ હવે કરીશ? ઓ માડી હવે તો ભુખ્યાં નથી રેહેવાતુઃ આંખ્યે અંધારાં આવે છે તેથી ઉભાપણ નથી રેહેવાતું, આમ અમને કેટલા દિવસ સુધી ભુખે મારી નાંખીશ?

સુશીલા—બાપુ, તું આમ રડ ના, હું જાણું છું, કે તને બહુ ભુખ લાગી હશે.

ભાનુદત્ત—એક કડકો રોટલો આપ. તને પગે લાગું છું, પછી બીજો નહીં માગું, પણ મારાથી ભુખ્યાં નથી રેહેવાતું.

સુશીલા—અરે ! બીજો પણ ઉઠીને આવ્યો, અરેરે એની તો આંખ્યો પણ ઉંડી જતી રહી છે. એનાથી તો ચલાતુ પણ નથી.

ભાનુદત્ત—બે દિવસથી તેં કાંઈ ખાવા નથી આપ્યું એટલે પગમાં આય શાંની હોય ? માડી, ઉભા થઇએ છીએ એટલે પગ ફ્રરી જાય છે ને ચકર ચકર ભમી જવાય છે. ભાઇએ તો ખાવા સારૂ આખી રાત રડરડ કર્યું છે. (સોમદત્ત પ્રવેશ કરે છે.)

સોમદત્ત—મા, રસોઈ થઇ ?

સુશીલા—ના દિકરા, હવે કરીશ.

સોમદત્ત—રાત્રે તો કેહેતી હતી કે સવારના પોહોરમાં પેટ ભરીને ખાવા આપીશ, અને અત્યારે તો હજુ રસોઇ પણ કરી નથી. તારે રાતે અમને ભુખ્યા ને ભુખ્યા શું કરવા સુવાડી મુકયા?

ભાનુદત્ત—(ડુસકાં ભરીને) અન્ન ખાધાને આજ અમને ત્રીજો દિવસ થશે, અને માડી, તું આમ ભુખે મારે છે, તે તને અમારી કાંઇ દયા નથી આવતી?

સોમદત્ત—મા થઇને તું અમને ભુખે મરવા દે છે, તારે હવે અમારો કોઇ બેલી નથી; મા, તને પગે લાગું છું, મને લગારેક તો ખાવા આપ.

સુશીલા—ઓ દિકરા, તમારૂ આ કલ્પાંત મારાથી નથી ખમાતું, મારાં વ્હાલાં, પરમેશ્વર તમને અન્ન ભેગાં કરશે. હું જાણું છું કે તમને બે દિવસની લાંઘણ થઇ ચુકી, પણ ગામમાંથી ભિક્ષા નથી મળતી એટલે હું તમને શું રાંધીને આપું?

ભાનુદત્ત—હાય, હાય, માડી, તારે તો હવે અમારૂ મોતજ આવ્યું કે?

સોમદત્ત—માતા, અન્નવગર હવે અમે જીવવાના નથી, અમારાથી મરી જવાશે.

ભાનુદત્ત--માતા, અન્નવગર આમ રીબીરીબીને અમારો પ્રાણ

જશે તેના કરતાં અમને એકદમ મારી નાંખ તો દુ:ખમાંથી છુટીએ, પણ માડી ભુખ ને દુ:ખ બેય નથી વેઠાતાં.

સુશીલા—(છોકરાઓને હૃદય આગળ લેઇને) ઓ મારાં નિરાધાર બાળક, તમારો આ કળાપો મારાથી નથી જોવાતો. ઓ પ્રભુ! આ મારાં અનાથ બાળકના સામુ જોઇને કાંક તો દયા કર? અન્નવગર આ બિચારાં નિરાપરાધી પ્રાણીઓના જીવ નિકળી જશે તેની તને કાંઇ દયા નથી આવતી? ઓ હરિ! હવે તો હદ થઇ ગઇ. અનાથની વ્હાર કરો પ્રભુ?

સોમદત્ત—મા, હું વધારે નથી માગતો, પણ જો તું મને રોટલાનો આટલો એક કડકો આપે તો તારૂ કલ્યાણ થાય. (સુશીલા એક મુળો ઘરમાંથી ઉપાડી લાવીને છોકરાઓને વેહેંચી આપે છોકરા આતુરતાથી લેછે,) માડી, મને આપજે.

ભાનુદત્ત—માતા, એક બીજો મુળો હોય તો આપ્ય, પછી બીજો નહીં માગીએ, આ તો કડકો કડકો ભાગ આવ્યો તે પેટમાં જણાશેય નહીં.

સુશીલા—બીજો નથી ભાઈ, હોત તો આપત; તમે બાહાર જઇને ખાઓ, હમણાં રાંકો ઉઠીને આવશે.

ભાનુદત્ત—તારે તું રાંકાને મુળો નહીં આપે? એણે પણ ત્રણ દિવસથી ખાધુ નથી તે ભુખે મરી નહીં જાય?

સુશીલા—દિકરા, ઘરમાં ખાવાનું ન હોય તે હું ક્યાંથી લાવીને આપું?

ભાનુદત્ત—તારે લ્યે મા, આ મારા ભાગનો મુળો એને આપજે હું નહીં ખાઉં. લાવ મને થોડું પાણી પા, એટલે તું ખાવાનું કરી આપીશ ત્યાં સુધીમાં મારી ભુખ મરી જશે.

સુશીલા—ના બાપુ, તારા ભાગનો મુળો તું ખા. ભાઈ ઉઠશે ત્યાં સુધીમાં હું રસોઈ કરીશ.

સોમદત્ત—તારે અમે જઇએ છીએ. (જાય છે.)

સુશીલા—અરેરે ઘરમાં તો આ દશા થઈ છે. મારા સ્વામિને ગયાને પણ ત્રણ દિવસ થયા, ત્યાં કોઇ આશ્રય મળ્યો હોય તોજ

હવે તો જીવવાનો આધાર છે, નહીં તો પ્રાણ રેહેવાનો નથી. (સુદામા આવે છે તેને ખેટેથી જોઇને) અરે! પેલું કોઇ મારા સ્વામિ જેવું આવે છે. (ઉંચુ નીચુ જોઇને) હા, એજ, એતો નિરાશ જેવા થઇને આવે છે. આ દુર્ભાગ્યમાં જે કષ્ટ સૃજેલું તે ભોગવવાવગર છુટકો નથી, હશે. એ બળ્યા ઝળ્યા આવતા હશે તેમને પરિતાપ ન થાય તો સારૂ. (સુદામા આવે છે.)

સુશીલા—(નમન કરીને) પધારો પ્રાણનાથ. (તુમડીમાં પાણી ભરી લાવી આપે છે,)

સુદામા—પ્રિયા, આપણ ભાગ્યમાં માત્ર પાંણીથીજ પેટ ભરવાનું સૃજેલું છે.

સુશીલા—શું તારે આપનો શ્રમ મિથ્યાજ ગયો?

સુદામા—હા પ્રિયા, અહીંથી ભેડકુ પી ગયો હતો તેજ માત્ર, પછી ત્રણ દિવસથી ખાવા અન્ન મળ્યો નથી.

સુશીલા—હરિ! હરિ! પ્રાણનાથ! આપણા દિવસ હવે ભરાઈ ચુક્યા. મને પણ ત્રણ દિવસથી ભિક્ષા નથી મળતી. છોકરા અન્નવગર તલસી મરે છે. તેમણે ખાવાસારૂ હમણાં જે કલ્પાંત કર્યું તે જોઇ મારૂં કાળજું બળી જાય છે. અરે આ ત્રીજો છોકરો પણ ઉઠ્યો, હવે એને હું શું ખાવા આપીશ?

સુદામા—પ્રિયા, ધિરજ ધર. પ્રભુ દયાળ છે તે દયા કરશે, આમ વ્હીલી શું થઈ જાય છે?

સુશીલા—પ્રાણનાથ, હવે મારાથી આ કષ્ટ નથી વેઠાતું. (છોકરાને આવતો જોઇ) અરે એ હમણાં પડી જશે. એના પગ ફરી જાય છે. એ પડ્યો. ઝાલો ઝાલો. (ઝાલવા દોડે છે અને પાંગોઠે ઝાલી લાવી પોતાના ખોળામાં માથુ મુકી સુંવાડે છે.) દિકરા, તને શું થયું છે?

રાંકો—માડી, મને બહુ ભુખ લાગી છે, મારાથી બોલાતું નથી, મારો જીવ ભુખે ઝોખઇ જાય છે. મને લગારેક ખાવાનું આપ્ય, નહીં તો હવે મરી જવાશે.

સુશીલા—ઓ મારા વ્હાલા પુત્ર, આ સંકટ, આ સ્થિતિ, એક કોળીઆ અન્નને વાસ્તે આમ તલસી તલસીને મરવું. હરિ! હરિ! દિકરા ધિરજ રાખ. તારો જીવ કઠણ કરી હુંશીઆરી લાવ. બાપુ, હમણાં હું ભિક્ષા માગી લાવી રસોઇ કરી તને ખાવા આપીશ.

રાંકો—તારે શું આજે ભિક્ષા નહીં મળે તો તું અમને ભુખ્યે મરી જવા દેઇશ? માતાપિતા હું તમને આ છેલ્લું વેલું કહું છું કે જો આજ મને ખાવા નહીં આપો તો હવે મારી આશા મુકજો, માડી મને મરવા દે. મારો જીવ જાય છે. (આંખો ચઢાવી દે છે.)

સુશીલા—ઓ પુત્ર, તને આ શું થયું? ઓ પ્રભુ મારા પુત્રના પ્રાણ ઉગાર. (સુદામાને) સ્વામિનાથ દોડો, દોડો, આ છોકરો તો ચાલ્યો, આંખો ચઢી ગઇ. (છોકરાના મોઢાઉપર માથુ ધરીને) ઓ મારા બાળક, તને આ શું થયું? ઓ વિશ્વંભર સાહ્ય થા, દયાકર, હે અંત્યકાળના બેલી, છેક આમ નમેરા ન થાઓ.

સુદામા—(ઘભરાતા ઉઠી આવીને) હે પ્રભુ! મારી તો નહીં પણ મારા આ નિર્દોષ બાળકની તો દયા ધરય. શિવ! શિવ! પ્રિયા, ધૈર્ય રાખ. પ્રભુ શાંતિ કરશે. લગાર પાણી આણી, એના ગળામાં છાંટીએ. એનો કંઠ સુકાઇ ગયો હશે. (પાણી લાવી છાંટેછે.)

સુશીલા—પ્રાણનાથ, જીવતે માબાપે છોકરાં અન્નવગર આમ તલસી મરે એ કષ્ટ નજરે જોઈ રેહેવાને, પ્રભુએ આ નિર્દય, કઠોર, અને વજ્ર જેવી છાતી કેમ ઘડી? (છાતી કુટે છે.)

સુદામા—(તેનો હાથ પકડીને) પ્રિયા, આ શું કરે છે? મને દુઃખિયાને દાઝયાઉપર ડામ દે છે? આમ અકળાઇ ગયે કષ્ટ નિવારણ થશે?

સુશીલા—મારા પ્રિયપતિ, હવે મારૂં હૈયું હાથ નથી રેહેતું, મારો આત્મા બળીને રાખ થઈ જાય છે. (છોકરાઉપર માથું મુકીને) ઓ મારા લાડકડા દિકરા, તું કયમ બોલતો નથી, જરા તો બોલ, ભાઇ, ઓ બાપુ, ઓ દિકરા, કેમ ઉત્તર આપતો નથી?

પ્રાણનાથ, તમે આમ કેમ બેશી રહ્યા છો? આ છોકરો હવે આ-પણો નથી. અરેરે, નિર્ધન, દુઃખિયારાં, (કપાળ કુટીને) અને આ અભાગિયાં માબાપને પેટે જન્મ ધરીને આમ અન્ન અન્ન કરતાં પ્રાણ જશે. ધિક્કાર છે આ જીવતરને. (ભાનુદત્ત અને સોમદત્ત પ્રવેશ કરે છે.)

ભાનુદત્ત—પિતાજી, મારા ભાઇને આ શું થયું છે? માડી તું રડે છે કેમ? ઓ મા, મને કેહે તું કેમ રડે છે?

સોમદત્ત—પિતાજી, મારી માને કેમ રડાવો છો? માતા તું રડે છે તે મારાથી નથી જોવાતું.

સુશીલા—દિકરા, હું નથી રડતી, ભાઇના જીવને સારૂં નથી. તમે ઘભરાશો નહીં.

ભાનુદત્ત—(હાથ જોડીને) માતાપિતા તમે અમારી ચિંતા હવે કરશોજ નહીં. ભુખથી રીબીરીબીને મરવા કરતાં અમને આમ મોત આવે તો અમે બહુ રાજી છીએ. આ અમારો વ્હાલો ભાઇ તો મોત માગી દુઃખમાંથી છુટે છે પણ કોણ જાણે અમારો છુટકો ક્યારે થશે?

સુદામા—પુત્રો તમે પણ આમ અકળાઇ જાઓ છો એ ઠીક નહીં, પ્રભુ તમારૂં કષ્ટ નિવારણ કરશે.

સુશીલા—(છોકરાઓને પોતાની પાસે લેઇને)બાપુ, તમે આમ ઓછાં વેણ બોલી મને બળતીને બાળો છો શું? પરમેશ્વરે તમારો જન્મ અમારા જેવાં નિર્ભાગીને પેટ પાડ્યો તેથી તમારે વિ-નાપરાધે આવાં કષ્ટ વેઠવાં પડે છે. આ વખતે પરમેશ્વરવગર તમારો કોઈ બેલી નથી. મારાં વ્હાલાં, ગભરાઈ ન જાઓ.

(રાંકો મુર્છામાંથી જરા જરા સાવધ થાય છે.)

ભાનુદત્ત—માતા જો, જો, ભાઇએ આંખ્યો ઉઘાડી.

સુશીલા—(સાનંદાશ્ચર્યથી) પ્રાણનાથ, પ્રભુએ દયા કરી. (છોકરાને બચી કરીને) મારા લાડકા કેમ છે?

રાંકો—મને સારૂં છે માતાજી, કાંઇ ચિંતા ન કરશો. મારો જીવ ગ-ભરાઇ ગયો હતો.

સુશીલા—ભલે ઠીક છે દિકરા. ચાલ તને પણ સુવાડું.

(ઊંચકી બાજુએ લેઇ જઇ સુવાડે છે.)

સુશીલા—પ્રાણનાથ, હવે તો એક્કે આરો નથી. છેવટ ઘર, બાર, આબરૂ અને છોકરાં સર્વનો નાશ થવાનો અવસર આવ્યો. હું ભટકી ભટકીને મરૂં છું, પણ કોઇ ચપટી અન્ન આપતું નથી. હવે તો કોઇ પણ ઉપાય નહીં કરો તો આપણો અંત્યજ આવ્યો છે એમ જાણજો.

સુદામા—હે સદ્ગુણી સ્ત્રી, પરમેશ્વરવિના સંકટનું નિવારણ કરનાર કોઇપણ નથી; તેજ આપણો ટેક રાખશે, તેજ આપણને સાહ્ય થશે અને તેજ આપણું રક્ષણ કરશે. તે સર્વનો ભર્ત્તા છે માટે ચાલો આપણે તેની પ્રાર્થના કરીએ અને પછી તું ભિક્ષાને માટે જજે. (મહા વિલાપ કરી સર્વ સ્તુતિ કરે છે.)

વ્હારે વળજોરે વિઠલા, હરિ હવે હદ થઇ દીનાનાથ;
સાહ્ય કરોનેરે શામળા, વિનતી કરીએ જોડી હાથ. વ્હારે.
અન્નવિના તારે આ પ્રભુજી, જીવન જાશે જીવડો જાણ,
ભુખના દુખથીરે ભૂધરા, થાશે હાણ વળીને ઘાણ. વ્હારે.
ત્રણ દીવસનાંરે ત્રીકમા, છેએ દાતણભેર દયાળ,
દુખડાં વેઠાંરે દોહ્યલાં, પ્રભુ વણ મોતે કરીએ કાળ. વ્હારે.
કોટી ગુન્હા જે હોય અમે કર્યા, એ હરિ માફ કરી મહારાજ;
ઉગરવા માધવરે મોતથી,અમને મેળવો આજ અનાજ. વ્હારે
જગના ભર્ત્તારે ભૂધરા, રાખી અવર તણી નવ આશ;
આશા રાખીરે આપની, કર્ગરી કહે સુદામો દાસ. વ્હારે.

સુદામા—પ્રિયા, આજ તો પ્રભુ દયા કરશે. ત્રણ દિવસે પણ આપણને અન્ન ભેગાં નહીં કરે? કરશેજ, માટે આજનો દિવસ તો તું ભિક્ષાને માટે જા.

સુશીલા—પ્રાણનાથ, આપની આજ્ઞા હું માથે ચઢાવું છું, પણ હવે આ બધાં મોતનાં હવાતિયાં છે. ઠીક છે આપની એવી ઇચ્છા છે તો આ ચાલી. (જાય છે.)

## પ્રવેશ ૪ થો.

### સ્થળ, એક મોહોલ્લો.

શાક વેચનાર કાછીઆ અને બીજી વસ્તી.

પેહેલો કાછીઓ—રીંગણાં જનાવાદીનાં ત્રણ શેર કયાં રે રીંગણાં.
બિજો કાછીઓ—કારેલાં પૈશાનાં પુણો શેર કયાં રે કારેલાં.
ત્રજો કાછીઓ—બટાકા સવાકાના સવા શેર કયાં રે ભાઇ.

(વસ્તીના લોકો શાક લેવા આવે છે તેઓ શાક લઈ ગયા પછી સુશીલા અને સોમદત્ત ભિક્ષાને માટે પ્રવેશ કરે છે.)

સુશીલા અને સોમદત્ત—(પેહેલા ઘરને આંગણે આવીને) દયા પ્રભુની, પુણ્ય ત્યાં જે.

બે સ્ત્રીઓમાંની એક—જાને મારી બાઇ, અહીં તો કોઈ આપનાર નથી. રોજ ઉઠીને વાંહાણું વ્હાયું કે આ આવીને ઉભાં.

સુશીલા—બાઇ બ્રાહ્મણને ચપટી આપશો તો તમારૂં કલ્યાણ થશે.

એક સ્ત્રી—મારી બાઇ કહીએ છીએ તે નથી સાંભળતી? હમણાં હાથ નવરા નથી તે કોણ આપશે?

સુશીલા—(બિજા ઘરને આંગણે જઇને) નારાયણ હરે, દયા પ્રભુની.

બે પુરૂષો—(નામુ લખે છે તે જે) અહીંથી જાય છે કે નહીં? સવારનો પોહોર થયો કે આ આવીને ઉભાં રહ્યાં, કાંઈ ગયું?

સુશીલા—શેઠજી મારાઉપર ક્રોધ શું કરવા કરો છો? એક ચપટી અન્ન મને આપશો એટલે હું ચાલી જઇશ.

એક જણ—એક દોકડા ભાર અન્ન આપવાનું નથી. ખશ અહીંથી જા, નહીં તો મોઢામાંથી સાંભળીશ. (સોમદત્ત ધ્રુજે છે.)

સુશીલા—આ ચાલી ભાઇ, તમને પ્રભુ અપાવે તો આપો.

સુશીલા—(ત્રીજે ઘેર જઇને) દયા પ્રભુની. મહારાજ બ્રાહ્મણને મુઠી અન્ન આપજો.

એક સ્ત્રી—(ઘરમાંથી ચપટી લોટ લાવીને) મારી બાઇ રોજ ને રોજ આવીને ઉભી રેહે છે તે તને શરમ નથી આવતી?

સુશીલા—ભાઈ ઘણુંએય જાણું છું કે એ કરતાં તો મોત આવે તો સારૂં, પણ આ દુઃખ ભાગ્યમાં સેહેવાનું હશે તેટલા દાહાડા મોત પણ વેગળું નાશી જશે. (કાછીઆની દુકાને જાય છે.)

સુશીલા—નારાયણ હરે, ભાઇની જે થાઓ.

પેહેલો કાછીઓ—(ત્રણ ચાર ગવાર શીંગ નાંખીને) જા, જા, વચમાં-થી ભિડ મુક.

સુશીલા—(બિજી દુકાને જઇને.) નારાયણ હરે.

બિજો કાછીઓ—જા, જા હવે, તારા જેવાં તો કંઇ ભિખારી આવે છે, કાંઇ મફ્ત બફ્ત આવે છે? જા નથી આપતા.

સુશીલા—ભાઇ અનાથઉપર દયા કરશો તો પ્રભુ તમારૂં કલ્યાણ કરશે.

બિજો કાછીઓ—(સોટી ઉગામીને) જાય છે કે નહીં, નહીં તો કપાળમાં મારીશ.

સોમદત્ત—(ભડકીને) ના મહારાજ મારશો નહીં. માડી પણે હિંડ, એ મારશે. (સુશીલા ધ્રુજતી ધ્રુજતી ખસીને ત્રિજી દુકાને જાય છે.)

સુશીલા—પરમેશ્વર કલ્યાણ કરો, ભાઇ બ્રાહ્મણઉપર દયા કરો.

ત્રિજો કાછીઓ—તને સો વખત કહ્યું તોય લાજ નથી. જા કહું છું, જો હવે આવી તો ખાસડે ખાસડે મારીશ.

સુશીલા—ભાઇ મેં કાંઇ અપરાધ કર્યો નથી, ને મારાઉપર ક્રોધ શું કરવા કરો છો?

ત્રિજો કાછીઓ—રાંડ, જાય છે કે નહીં? (મારવા તડે છે તેથી સુશીલા ગભરાટમાં ખશી જવા જાય છે અને ઠોકર વાગવાથી કાછીઆની શાકની છાબડી ઢળી જાય છે એટલે તે ક્રોધ કરી સુશીલાની ગર્દન પકડી ધક્કા મારે છે.)

સુશીલા—(ચિસ પાડીને) મહારાજ, મને મારો નહી, હું મરીને રહી છું, મારાઉપર દયા કરો.

સોમદત્ત—(ચિસ પાડીને) અરે આ મારી માને મારી નાંખે છે. કોઇ મુકાવો. (લોકોને) ઓ શેઠજી, ઓ ભાઈ, આ મારી માને મારી નાંખશે, એને મુકાવો. પરમેશ્વર તમારૂં કલ્યાણ કરશે.

ત્રીજો કાછીઓ—રાંડ શંખણી, આ તારા માંટીનો માલ વેરી નાંખી નુકસાન કર્યું, તે કિયો તારો બાપ ભરી આપશે ?

સુશીલા—એ અધર્માચરણી, મુખમાંથી કુવચન બોલતાં તને પરમેશ્વરની પણ બ્હિક નથી લાગતી? (કાછીઆના સામી જઇને) તારૂં નુકસાન થયું તેના બદલામાં આ મારો જીવ લેવો હોય તો લે. પણ મોંઢામાંથી કુવચન કાઢીશ તો મારો પ્રાણ કાઢી તને હત્યા આપીશ.

ત્રીજો કાછીઓ—હજુ મિજાસ કરે છે કે? (તેને મારે છે.)

સુશીલા—ઓ પ્રભુ ! અરે મને મારી નાંખી, મને કોઈ મુકાવો. (કાછીઆને પગે લાગીને) ભાઈ મને મરેલીને શીદ મારી નાંખે છે.

સામદત્ત—અરે કોઇ મુકાવો રે મહારાજ, મારી માને મારી નાંખી, (કાછીઆને) ઓ શેઠજી મહારાજ તમને પગે લાગું છું, મારી માને મારશો નહીં, અરે કોઇ મુકાવો. (રડે છે.)

(લોકો વચ્ચમાં પડી મુકાવે છે.)

ત્રીજો કાછીઓ—જોને જોને, માગી ખાવું અને મિજાજ કેટલો?

એક માણસ—હોય. ગરીબઉપર દયા રાખીએ, નુકસાન થયું તે કાંઇ હવે મિથ્યા થશે, જા દુકાને બેશ. (બેસે છે) બાઇ, તું તારે રસ્તે જા.

સુશીલા—ભાઇ મારો કાંઈ અપરાધ નથી, વિનાપરાધે મને મારી.

એક માણસ—જા, બાઇ જા. (જાયછે.)

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ, સુદામાની ઝુંપડી.

સુદામા, ભાનુદત્ત અને રાંકો.

ભાનુદત્ત—પિતાજી, મારી માતા તો હજુ ન આવી.

રાંકો—(પેટ દેખાડીને) મારા પેટમાં બહુ ભુખ લાગી છે, ને મારી માતા કોણ જાણે ક્યારેય આવશે.

સુદામા—ભાઇ, હવે થોડી વાર છે.

રાંકો—હવે તો ભુખ્યાં નથી રેહેવાતું. આ કરતાં તો મોત સારૂં.
ભાનુદત્ત—ખાવાનું નહીં મળે એટલે મોત એની મેળે આવશે.
સુદામા—અરે પુત્રો, તમે આવાં વચન બોલી મને કાં બાળો છો? દિકરા, હમણાં તમારી મા આવશે કે ઝટપટ રસોઇ કરી ખાવા આપશે.
ભાનુદત્ત—(માને છેટેથી આવતી જોઈ હર્ષથી) ભાઈ જો, જો, આપણી માતા ભિક્ષા માગી આવે છે. (સુશીલા નિરાશ થયેલી નિશ્વાસ નાંખતી પ્રવેશ કરે છે અને બેશી જાય છે.) માતા, મારા બાપા પાસે ખાવાનું માગ્યું ત્યારે એ તો કેહે કે પાણી પીઓ એટલે ભુખ મરી જશે. મા, જો તું ન હોત તો અમે કેમ જીવત?
રાંકો—માડી બોલતી કેમ નથી, ઉઠ ને ખાવાનું કર. ભુખ બહુ લાગી છે.
સુદામા—પ્રિયા, તું આમ કેમ થઇ ગઇ છું? શું આજ પણ પ્રભુએ આપણાઉપર દયા ન કરી?
સુશીલા—(ડુસકાં ભરતી ભરતી) સ્વામિ, આપણું દુર્ભાગ્ય બે ડગલાં આગળ ને આગળ ફરી વળે છે, (છોકરાંને છાતી સરસાં ચાંપીને) ઓ મારાં લાડકાં, તમને પોતાને પેટ જન્મ આપીને આ પ્રકારે દુઃખી કરનાર આ તમારી નિર્ભાગી માને તમારૂં કષ્ટ જોવાને હવે જીવતી ન રેહેવા દો. અરે! મને તમારા પગતળે કચરી મારી નાંખો. (છોકરાં દયામણે ચેહેરે સ્તબ્ધ થઈ જાયછે.)
સુદામા—પ્રિયા, સંકટના મહાસમુદ્રમાં પ્રભુએ આપણને ઠેલી પાડ્યાં છે, તેમાંથી ઉગરવાને હવે તો મને આશા નથી.
સુશીલા—અરે! આવો પણ દૈવ કોપ! અહો! ઇશ્વર! તું વિશ્વંભર કેહેવાયો છતાં આ પ્રકારે અમને દુઃખી થવા દે છે?
રાંકો—(ભિક્ષાની ઝોળી ફેંદે છે અને તેમાં મુદલ અન્ન ન દીઠું એટલે) ઓ માતપિતા! આજેય અન્ન તો મુદલ જડ્યું નથી, અરે અમારૂં મોતજ આવ્યું. ઓ પિતાજી, મને કાંઈ થઈ જાયછે. મારો જીવ ગભરાય છે. (મુર્છાગત થઈ માના ખોળામાં પડે છે.)

સુશીલા—ઓ દિકરા આ શું? (સુદામાને) અરે જુવો, જુવો, આ છોકરે વળી આંખો ચઢાવી દીધી. (શરીર જોઇને) અરે આ તો ટાઢો શીતળ પડી ગયો.

સુદામા—(ગભરાટમાં પાસે જઇને) હરિ! હરિ!

સુશીલા—(રાંકાના મોંઢાઉપર હાથ ફેરવીને) ઓ દિકરા! છેક આમ! ઓ પ્રભુ! આ શું થયું? આમાંથી કેમ ઉગારશો! (વિલાપ કરે છે.)

**ललितछंद.**

કઠણુ ઓ પ્રભૂ આમ શું થયા, દિલ ધરી નહી કેમ રે દયા?
અરર બાળ આ, બાપડાં હવે, ભુખ તણી પિડે કેમ રે જીવે?
દિવસ બે તણી લાંઘણે પણ, નહિ મળ્યાં અરે અન્નનો કણ,
હૃદય માહારૂં ફાટિ જાય છે, દુખડુ દેખિ આ પ્રાણ જાય છે.

સોમદત્ત—(વિલાપના વચમાં) માતા, તું રડ ના, તું રડે છે તેથી અમારાથી રડી જવાય છે.

ભાનુદત્ત—માડી તું રડીશ નહીં અમે છો મરી જતા, છાંની રેહે.

(સુશીલા રડતી રડતી છોકરાની કોટે વળગીને)

અરર બાળ આ ભૂખથી અરે, વગર મોતથી રીબિને મરે,
ધિક હું માતની કુખમાં અરે, જનમિ દૂખિયાંરે થયાં તમે;
હદ થઇ પ્રભૂ આણુ કાળરે, હરિ ન ઉગરે મુજ બાળરે,
નથિ નથી થતું કષ્ટ નાથરે, સહન આ હવે પ્રાણનાથરે.

સુદામા—પ્રિયા, આમ રડ્યેથી કાંઇ કષ્ટ ભાગશે? તું છાંની રેહે. આ છોકરો લગાર સાવધ થયો છે, તે પાછો ગભરાઇ જશે.

સુશીલા—(આંખો લુછીને રાંકાને બચી કરે છે) મારા કમળપુષ્પ, પરમેશ્વર તારી કાન્તિને કરમાવા ન દે.

ભાનુદત્ત—માતા હવે તું રડીશ નહીં હો. ખાવાનું નહીં મળે તો મરી જવાશે એજ કની?

સુશીલા—મારા ડાહ્યા પુત્ર, આ તમારાં દુ:ખનાં વચન મારૂં હૃદય

તોડી નાંખે છે. ભાઇ, કાંઇ ચિંતા ન કર, ગમે તો હું જાતે વેચાઇને પણ આજ તમને અન્ન ભેગાં કરીશ.

(એટલામાં છેટેથી બે પરોણાને આવતા જોઇને)

સુદામા—અરે ! પેલા બે કોઇ પરોણા આપણે ઘેર આવતા હોય એમ જણાય છે, પ્રિયા ઉઠ. આ વખત સાવધાનતા રાખ, નહીં તો ક્ષણવારમાં પ્રતિષ્ઠા જતી રેહેશે. આ છોકરાને ઉપાડીને લેઇ જાઓ. (રાંકાને ઉપાડી જાય છે, અને પરોણા પ્રવેશ કરે છે.)

વિદ્યાધર અને સોમેશ્વર—નમસ્કાર સુદામાજી, નમસ્કાર.

સુદામા—આવો ભટ્ટજી, ઓહો તમે ક્યાંથી?

સોમેશ્વર—પ્રભાસસુધી આવ્યા હતા, ત્યારે ધાર્યું કે આટલે આવ્યા છીએ તારે ભેગા ભેગા ભટ્ટજીને પણ મળતા જઇએ.

સુદામા—સર્વ કુશળ છે?

વિદ્યાધર—હા મહારાજ, આપના પ્રતાપે સર્વ આનંદમાં છે.

વિદ્યાધર—(કેઠ છોડીને સુદામાને) ભટ્ટજી! તમારા ગામમાં શૌચ જવાનું તો ભાગોળે હશે.

સુદામા—હા ભટ્ટજી ઉત્તરાદી ભાગોળે જજો, ત્યાં સર્વ વાતની અનુકુળતા છે.

વિદ્યાધર—બહુ સારૂં ત્યારે અમે શૌચ જઇ આવીએ.

(જાય છે અને સુશીલા પ્રવેશ કરે છે.)

સુદામા—પ્રિયા, હવે તો પ્રાણાંત કરવાનો સમય આવી પ્હોંચ્યો. અન્નવગર આપણા સર્વના પ્રાણ જાય છે અને આ બે પરોણા આવ્યા. હવે મને એકે માર્ગ સુઝતો નથી. હવે આપણી પ્રતિષ્ઠા રેહેવાની નથી. વાસ્તે કોઇપણ માર્ગ કાઢવાને તારી સાત્વિક બુદ્ધિ પણ જો જડ થઈ ગઇ હોય તો હવે તેનો માત્ર એકજ ઉપાય મને સુઝે છે કે, 'આ આપણી પર્ણકુટીમાં આપણે પ્રવેશ કરી તેને અગ્નિથી સળગાવી મુકી બળી મરવું; એટલે આપણાં સઘળાં કષ્ટનો અંત્ય ત્યાંથીજ આવી રેહેશે.

સુશીલા—(દલગીરીથી) મારા વ્હાલા પતિ, આપનું સંકટ પોતાના

શીરઉપર ઓઢી લેવાને અસમર્થ એવી હું તમારી દાસી, તે તમારાથી પ્રથમ મારો પ્રાણત્યાગ કરવા આતુર છું, પણ હે પ્રાણવલ્લભ! કોણ જાણે કયાં પાપની શિક્ષા ભોગવવાને આપણે આ અવસ્થાને પ્હોંચ્યાં છીએ. અને વળી આત્મ હત્યા કરીએ, એટલે બાકી રહેલું ભોગવવાનું ભાતું સાથે બાંધીનેજ જઇએ. મારા વ્હાલા, તમે ધર્મના જાણનાર અને નીતિશાસ્ત્રમાં અતિ પ્રવિણ છતાં કેમ ભાન ભુલી જાઓ છો?

સુદામા—એ બધું ખરૂં, પણ મારી પ્રતિષ્ઠા ગઇ, એટલે મારે મરવુંજ પડશે. ત્યારે પ્રથમથીજ તે કાં ન કરૂં? તું તારે ગમે તેમ કર પણ હું તો હવે બળી મરવાનો. પ્રિયા, ક્ષમા કરજે.

(પર્ણકુટીમાં આગ મુકવા દોડે છે, સુશીલા તેને પકડી રાખે છે.)

સુશીલા—અહો પ્રાણનાથ! આ શું કરો છો? પ્રિયપતિ, આ તમે બળતા અગ્નિમાં ઘી હોમો છો? મારાઉપર દયા કરો, આમ એકાએક છેક નમેરા થાઓ છો? મારા આધારરૂપ સ્વામિ! ધિરજ રાખો. જરા શાંત થાઓ. (પકડી રાખે છે.)

સુદામા—મને છોડ, મને મરવા દે, મારે જીવવું નથી. ધિક્કાર છે આ જીવવાને. (વળી અગ્નિ સળગાવે છે અને સુશીલા ઓલવી નાંખી કાલાવાલા કરે છે.)

સુશીલા—અરે કોઈ આવો! ઓ પ્રભુ! આ તેં શું સુઝાડ્યું, સ્વામિનાથ! આપણાં બાળકની તો દયા ધરો. તમે જો શાંત થશો તો મને કાંઇપણ ઉપાય સુઝશે.

સુદામા—પ્રિયા, હવે એકે ઉપાય નથી. ઘરમાં ધાતુપાત્ર નથી, હવે તારા હાથમાં શું સાધન છે કે તું ઉપાય કરીશ?

સુશીલા—(ધૈર્યથી) હે સ્વામિનાથ, જ્યાંસુધી આ મારા શરીરઉપર એકજ ફાટું વસ્ત્ર રેહેશે ત્યાંસુધી પણ જો તમારી પ્રતિષ્ટા જળવાતી હશે તો ઝુંપડીના એક ખુણામાં પડી રેહેવામાં હું સુખ માની લેઇશ. મારા વ્હાલા, લ્યો આ મારા શરીરઉપરનું એક

વસ્ત્ર, અને તે વાંણીઆને ત્યાં મુકી અન્ન લાવો. બીચારાં છોકરાં પણ અન્ન ભેગાં થશે.

સુદામા—(પ્રેમથી ભેટીને) ઓ મારી પ્રાણાધાર સ્ત્રી, તારી આ ભલમનસાઇનો બદલો હું કેમ વાળીશ? પ્રાણપ્રિયા! એતો ઘણું અયોગ્ય થાય છે.

સુશીલા—પ્રાણનાથ, હવે તમે વાર ન કરો. હમણાં પરોણા ભાગોળેથી આવી પોચશે. માટે ઝટ જાઓ ?

સુદામા—ત્યારે જાઉં છું, પ્રભુ! પ્રભુ! તું કરે તે ખરૂં. (જાય છે.)

---

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ, ગામની ભાગોળ.

વિદ્યાધર અને સોમેશ્વર.

સોમેશ્વર—અરે વિદ્યાધરભટ્ટ, આજ સુદામાજીને ત્યાં ધાંમા નાંખવા ધાર્યા છે કે જમિને પલાયન કરશું ?

વિદ્યાધર—આપણાથી તો રેહેવાય તેમ નથી.

સોમેશ્વર—અલ્યા આજ તો કંસાર ને ઘી ઝાપટવાનાં મળશે.

વિદ્યાધર—મારા ભાઇ, સગા સગામાં રોજ આવવું અને એવા ખાધાના લાલચુ શું થાઓ છો?

સોમેશ્વર—સુદામાજી લાવસી ચોળવવાવગર રેહેશે કે?

વિદ્યાધર—તમે તે મળવા આવ્યા છો, કે ખાવાનેજ આવ્યા છો ?

સોમેશ્વર—બધુંય ભેગું. ઘેર જઈશું એટલે તો ડમણીએ ખંખેરીને સુકો રોટલોજ ખાવાનો છે, માટે જે હાડકાં ચિકણાં થયાં તે ખરાં.

વિદ્યાધર—બળી તમારી દાનત, હવે ચાલો ઉતાવળ કરો. જમિને તરત નિકળવું છે.

સોમેશ્વર—હિંડોને આપણી ક્યાં ના છે. (જાય છે.)

---

## પ્રવેશ ૭ મો.

સ્થળ, સુદામાની ઝુંપડી.

**સુદામા, સોમદત્ત, શંકો, ભાનુદત્ત અને પછીથી સુશીલા તથા સોમેશ્વર અને વિદ્યાધર.**

શંકો—બાપા, હજુ ખાવાનું નથી થયું? હવે તો ભુખે નથી રેહેવાતું.

સોમદત્ત—પિતાજી, શું ખાવાનું કર્યું છે?

સુદામા—દાળ કરી છે, ભાત કર્યો છે અને ઘંઉની રોટલી કરી છે. કુયમ ઠિક કની?

સોમદત્ત—(ખુશી થઇને) હા, હા, હા, તારે તો બહુ સારૂં, ભુખ તો એવી લાગી છે કની કે (બે હાથ પોહોળા કરીને) જાણે આટલું બધું ખાઇ જાઉં. (વિદ્યાધર અને સોમેશ્વર પ્રવેશ કરે છે.)

સુદામા—આવો મહારાજો, ચાલો સ્નાન કરી લ્યો, રસોઇ થઇ છે.

સોમેશ્વર—બહુ સારૂં ત્યારે અમે પેલે કુવે નાહી આવીએ, તમે તૈયારી કરો. (જાય છે.)

શંકો—(સોમદત્તને) ભાઇ, ચાલ, ચાલ, ખાવા ઉઠ, (ખુશી થાયછે) ખાવાનું થયું, ખાવાનું થયું. (પતરાળું લેઇ રસોડા પાસે બેસે છે.)

સુદામા—અરેરે! છોકરા જોને ખાવાસારૂ ટળવળે છે. હમણાં ખાવા બેસાડું. પણ ત્રણ દિવસના ભુખ્યા છે તે ભુખમાં ને ભુખમાં કદાપિ વધારે ખાઈ જાય તો પછી પરોણાને શું પિરસું? (સ્ત્રીને) પ્રિયા, આ છોકરા સમજતા નથી માટે તું બહાર આવી સમજાવ.

સુશીલા—એ આવું. (રસોડામાંથી બહાર આવે છે.)

શંકો—માડી, તને પગે લાગુ છું, હવે તો તું મને ખાવાનું પિરસ.

ભાનુદત્ત—માતા, મારા પિતાજી કેહે છે કે તમે તો પાછળથી જમવા બેસજો, પણ તું આ મારૂ પેટ તો જો! ભુખથી કેટલું ઉંડુ ઉંડુ પાતાળમાં જતું રહ્યું છે?

સુશીલા—દિકરા, પરોણાની સાથે તમને બેસાડું તો તમને જેવી રીતે પરોણાગતથી જમાડીએ તે પ્રમાણે તમને પણ પિરસવું

(પૃષ્ઠ ૫૧ મે ૮ મા પ્રવેશની પેહેલાં)

(સુદામાના છોકરા ગાય છે.)

## પદ.

પ્રભુ ભવસાગર પાર ઉતારો, હરિ હાથ ગ્રહીને અમારો. પ્ર.—ટે

વૈકુંઠવાસી, ઓ અવિનાશી, સંકટ સર્વ નિવારો;
આધિ વ્યાધિ ઉપાધિ ટાળી, પાપના પુંજ વિદારો. પ્રભુ.

સૃષ્ટીનાં સહુ સુખનાં સાધન, સ્નેહે તું સૃજનારો;
જગતમાં લિલાલેહેર થવા તું, વરસાદ વરસાવનારો. પ્રભુ.

સુખ દુઃખમાં અવિનાશી અમને, આધાર સર્વે તારો.
કર જોડી હરિ કરગરી કહીએ, દારૂણ દુખથી ઉગારો. પ્રભુ.

પડે, તે કાંઇ આપણી શક્તિ છે? મારા ડાહ્યા પુત્ર, એક ઘડી વાર સારૂ આમ ના કર.

ભાનુદત્ત—સારૂ, પછી બેસીશું; સોમા, ચાલ આપણે પછી બેસીશું.

સોમદત્ત—તું તારે પછી બેસજે, હું તો હમણાં બેસીશ.

ભાનુદત્ત—(કાંનમાં)પરોણાને ઘી મુકે તેટલું ઘી આપણને ક્યાંથી મુકે? માટે પરોણા જમી રેહેશે એટલે આપણને મા ખાવા આપશે.

સોમદત્ત—અરેરે બળ્યું આ ખાવું, ચાલ ભાઈ.

ભાનુદત્ત—(રાંકાને) ભાઇ હજુ લગાર વાર છે, ઉઠ. (તે ઉઠતો નથી તેને ઢસડી લઇ જાય છે અને પરોણા પ્રવેશ કરે છે.)

સુદામા—ચાલો ભટજી ભુક્ત કરી લ્યો.

સોમેશ્વર—હા ચાલો. (રસોડામાં જમવા જાય છે.)

---

## પ્રવેશ ૮ મો.

સ્થળ, સુદામાની ઝુંપડી.

સુદામા અને પછીથી સુશીલા તથા છોકરાઓ.

સુદામા—(સ્વગત) શિવ! શિવ! શિવ! હવે તો મૃત્યુજ આવ્યું, પરોણા તો જમીને ગયા, પણ પાછળ રસોઇમાં તો માત્ર કડછી ભાતજ રહ્યો છે, અને ક્ષુધાથી વ્યાકુળ થઈ રહેલાં છોકરાં હમણાં હર્ષભેર તેમની મા સાથે ખાવાનું માગતાં આવશે ત્યારે હું શો ઉત્તર આપીશ? ઓ પ્રિયા! આપણા શું હાલ થશે? અરે! એ તો છોકરાંને સાથે તેડી જમવાને માટે હર્ષભેર આવે છે. (સુશીલા, ભાનુદત્ત, સોમદત્ત અને રાંકો પ્રવેશ કરે છે,)

રાંકો—ભાઇ ચાલ, ચાલ, પતરાળુ લે; પિતાજી ચાલો, ચાલો, તમને ભુખ નથી લાગી?

સુશીલા—સ્વામિ, પરોણા જમી ઉઠ્યા?

સુદામા—હરિ! હરિ! હરિ!

સુશીલા—પ્રાણનાથ, કેમ આમ વ્હીલા થઈ ગયા છો? તમારૂં મોઢું કેમ ઉતરી ગયું છે, વળી શું છે. બોલો?

સુદામા—(ભારે દલગીરીથી) પ્રિયા, કર્મ ચાર ડગલાં આગળ ને આગળ ફરી વળ્યું.

સુશીલા—મારા વ્હાલા, તમે રડો ના, મને ખુલાસો કરો.

સુદામા—પરોણા તો જમિને ગયા, પણ પાછળ રસોડામાં આ છોકરાંને વાસ્તે પણ કાંઈ. (હાથ હલાવી ઈસારતથી ના પાડે છે.)

સુશીલા—હેં શું કોહો છો? (રસોડામાં દોડતી જઈ જોઈ આવીને મહા પરિતાપમાં) અહો પ્રભુ! ઓ હરિ! હે દિનાનાથ! મારે પાપણીને પેટ પડીને આ બાળકની છેવટ આ દશા થઈ? અહો પ્રાણનાથ, મારા વ્હાલા પતિ! અનિવાર કષ્ટોએ કરી હવે મારી છાતી છવાઇ ગઇ છે. મારા શરીરના રૂધિરના પ્રવાહે પોતાની ગતિ બદલી નાખી છે, પ્રાણનાથ, હવે હું મારાં સંતાનનું કલ્પાંત એક ક્ષણવાર પણ સહન કરી શકનાર નથી. હવે આ પ્રાણ મારો નથી. (છોકરા ગભરાઇ જઇ રડેછે તેને કોટે બાઝીને.) ઓ મારાં નિર્દોષ બાળકો, હવે તમારી હયાતીનો છેડો આવી રહ્યો. નિર્ધન, દુઃખી, નિર્ભાગી અને વેરી માબાપોને પેટે જન્મ ધરીને તમે સુખ એ શું પદાર્થ છે તે જાણ્યું નથી. હવે તમારો કળાપો જોવાને આ જીવ ટકનાર નથી. ધિઃકાર છે આ જીવવાને. મારાં બાળક, મારાં વ્હાલાં સંતાન, ઓ નાથ, ઓ વ્હાલા.

(મુર્છાંગત થાય છે.)

સુદામા—પ્રિયા, પ્રિયા, આ શું? રામ, રામ, રામ! હે ત્રિલોકીનાથ! હવે તો શરણાંગતની વ્હાર કરો પ્રભુ! (સ્ત્રીના મુખઉપર હાથ ફેરવીને) પ્રિયા, આમ તને છેક મારી દયા નથી આવતી?

રાંકો—બાપા, મારી મા રોતી રોતી પાછી સુઈ ક્યમ ગઈ?

સુદામા—ભાઇ, એ માંદી થઇ છે. તે હમણાં ઉઠશે. (એટલામાં સુશીલાના પીયરથી આવેલો રખીદાસ નામે એક માણસ પ્રવેશ કરે છે.)

રખીદાસ—(સુદામાને) એ મહારાજ પાએ લાગુ. લ્યો, પુંખ લ્યો, ભાંણીઆના હારૂ દેવાધરે મોકલ્યો સે.

સુદામા—બહુ સારૂ લાવો, (લઇને) પટેલ, જરા બેસો તો ખરા. જળ બળ પિઓ.

રખીદાસ—ના મહરાજ, ભાગોળે ગાડુ હુંતું મુચી આચો સું, માટે ખોટી નહીં થઉં. જાઉ સું. એ આવજો મહરાજ. (જાય છે.)

સુદામા—તમે આવજો ને સર્વને બોલાવજો.

ભાનુદત્ત—ઓ પિતાજી, અમને એ પુંખમાંથી ચપટી ચપટી આપો.

(આપે છે અને તે લેઇ છોકરા રમવા જાય છે.)

સુદામા—(સુશીલા જરા સાવધ થાય છે તેને) પ્રિયા, અંતઃકરણને ધિરજ લાવ. પ્રભુએ અન્ન ભેગાં થવાનો યોગ આણ્યો છે.

સુશીલા—(સચેત થઇને) પ્રાણનાથ, શું આપ સત્ય કોહો છો?

સુદામા—હા, સત્યજ કહું છું. લે આ પુંખ, તારા ભાઇએ મોકલ્યોછે, તે હમણાંજ એક પટેલ આપી ગયો.

સુશીલા—ભલા પ્રભુ! છેવટ પણ તેં દયા તો કરી. સ્વામિ, જીવતો નર ભદ્રા પામે. છોકરાઓ ક્યાં ગયા?

સુદામા—છોકરાઓને મેં પુંખ આપ્યો તે લેઇ એતો ખાતા ખાતા રમવા ગયા. હવે આવો આપણે નિરાંતે ખાઈ આત્માને શાંતિ-પમાડીએ. (બેઉ જણ પુંખ ખાવા બેસે છે.)

સુશીલા—(પુંખ ખાઇ રહ્યા પછી) અરેરે! આમ તે કયાંસુધી નભશે? સવાર પડશે કે પાછું ખાવા તો જોઇશે. (શોકાતુર થઇ જાયછે.)

સુદામા—પ્રિયા, તું સમજુ થઇને પાછી આમ શું કરે છે?

સુશીલા—પ્રાણનાથ, હવે પ્રતિષ્ઠા રેહેવાની નથી અને લોકોમાં તાળીઓ પડશે; મારા જીવનહાર, હું તો તમારી વણ મુલની દાસી છું તે ગમે તો લોકોનાં વૈતરાં કરીને, ભિખ માગીને, કે દાસીપણું કરીને પણ મારો આ પ્રાણ જતા સુધી આપની સેવા કરીશ. પણ પ્રાણપતિ, હવે તો હદ થઇ ગઇ છે, હવે ચારેતરફ પાણી ફરી વળ્યાં છે અને આપણું વ્હાણ ભર દરીએ મહાતોફાનમાં ડુબવાની અણીઉપર આવી પછાડા મારે છે,

માટે આપની વિદ્વત્તાનું કાંઇપણ સાર્થક થઇ આપણને આશ્રય મળે તેવો કાંઇ ઉપાય શોધી કઢાય તો બહુ સારૂં.

સુદામા—હે દિર્ઘાક્ષી! તું આમ અકળાઇ જાય છે, તેથી મને ઘણો ખેદ થાય છે, વિદ્યારૂપી ધનનું મહાત્મ નહીં સમજનારા આ લોકોમાં દુર્ભાગ્યે કરીને મારો સત્કાર થતો નથી ત્યારે હું શું કરૂં? કોઇની મારે યાચના ન કરવી પડે તેવો ગમે તે ઉદ્યોગ કરવાને તું મને પ્રેરણા કરીશ તો હું ના પાડનાર નથી.

સુશીલા—મહારાજ, ત્યારે મારી એક વિનતી લક્ષમાં લ્યો, મને તેનું હમણાં સ્મરણ થયું, આપને શ્રીકૃષ્ણ સરખા પ્રબળ સાથે સ્નેહ છે તો મારા વ્હાલા, તમે તેમને સહજ મળવા, દાખલ જશો. તોપણ આપણને સારો આશ્રય મળશે.

સુદામા—(સાનંદાશ્ચર્યથી) આહા! મારો કૃષ્ણ. મારો પ્રાણસખા એનો પ્રેમ, એતો નભૂતોનભવિષ્યતી. ગુરૂજીની આજ્ઞા માગી દ્વારિકાં જવાને વિદાય થયા ત્યારે મારી કોટે વળગીને પોકેપોક મુકી બહુ રોયા. છેવટ મને અત્યંત આગ્રહ કરી મારૂં વચન લીધું કે "એક વખત પણ મારે તમને દ્વારિકાં મળવા આવવું" ત્યારે મારી કોટેથી છુટા પડ્યા.

સુશીલા—(સાનંદાશ્ચર્યથી) ઓહો! એમછે કે? ત્યારે તો મારા વ્હાલા, આપ કૃપા કરી જરૂર દ્વારિકાં પધારો. પ્રતાપવંત શ્રીકૃષ્ણ આપને જોઈ અનુમાને કરી આપણી સ્થિતિ સમજી જશે. એટલે તે ધર્માત્મા પોતાની મેળેજ આપણને આશ્રય આપશે.

સુદામા—ઘેલી દેખાય છે, સ્ફટીકમણીથી જડીત્ર એવા સિંહાસન ઉપર બિરાજેલા અને હજારો દાસ દાસીઓ જેનો પડતો બોલ ઉપાડી લેવાને તેની સેવામાં હાજર ઉભેલી હોય, એવા મારા કૃષ્ણપાસે હું દરિદ્રી જેવો આ વિદુર સરખા વેષે જઇને ઉભો રહું એ મારે અને મારા પ્રાણસખા કૃષ્ણને ઓછું લજ્જીત થવા જેવું નથી. માટે નહીં પ્રિયા, હું ત્યાં તો જવાનો નથી. પરમેશ્વરને કષ્ટ ભાગવું હશે તો એમજ ભાગશે.

(રાગ વણઝારાનો.)

સુશીલા—સંકટ સેહેવું આ ક્યાં સુધી સ્વામિનાથરે,
જુઓ વિચારી વ્હાલા આપ કહું જોડી હાથરે;
સુદામા—દુઃખ આ દાહ્યલાં વેઠવાં પ્રિયા પ્યારીરે,
સૃજ્યાં હશે આ ભવમાંહ્ય રહો ધીર ધારીરે. ૧
સુશીલા—વસ્ત્ર પખાળ્યાં મેં પારકાં સ્વામિનાથરે,
ભિક્ષા માગી મેં ભટકી નાથ કહું જોડી હાથરે;
સુદામા—દુકૃત વણ એ દાહ્યલા પ્રિયા પ્યારીરે,
નાવે દુરદશાના દીન રહો ધીર ધારીરે. ૨
સુશીલા—હવે અન્ન મળે નવ આટલુ સ્વામિનાથરે,
ભિક્ષામાંહી મને તલભાર કહું જોડી હાથરે;
સુદામા—ભુખ્યાં ને ભોજન ન આપ્યાં હશે પ્રીયા પ્યારીરે,
ત્યારે આરોગીએ ક્યાંથી અન્ન રહો ધીર ધારીરે. ૩
સુશીલા—નાત જાતમાં જો કદી સ્વામિનાથરે,
વાચે ઉડી જાશે વાત કહું જોડી હાથરે;
તોતો તોલ તમારા ઘર તણો સ્વામિનાથરે,
થશે ઘેર ઘેર વાટ ને ઘાટ કહું જોડી હાથરે. ૪
છૈયાં છોરૂ કો નહીં વરે સ્વામિનાથરે,
ન આપે ન લે કન્યાય કહું જોડી હાથરે;
માટે ગૃહસ્થાશ્રમની રીતને સ્વામિનાથરે,
ગ્રહી માનો મારી વાત કહું જોડી હાથરે. ૫

સુદામા—ઠીક, જ્યારે તું એમ કેહે છે, તો જાઉં છું. પણ અલી, તું મને મોકલે છે તો ખરી, પણ ત્યાં મારા કૃષ્ણનાં છોકરાં મને વિંટળાઇ વળી કાકા કાકા કરતાં પાસે આવશે, ત્યારે હું તેમને શું આપીશ?

સુશીલા—સ્વામિનાથ, આપે એ જે વિચાર કર્યો તે ખરો છે. ચિંતા નહીં, હું તેનો સત્વર ઉપાય કરૂં છું. હવે મારા પગમાં જોર આવ્યું છે, ક્ષમા કરજો હું હમણા આવું છું. (જાય છે.)

સુદામા—(સ્વગત) આહા! મારા પ્રાણ સખાનાં દર્શનનો લાભ મને ઘણે દિવસે થશે. પણ મારા આ ચીંથરીઆ વાગા, આ જેષ્ટીકા અને તુંબીપાત્ર જોઇ તે મારાથી લજ્જા તો નહીં પામે? ના, ના, એમ તો હોયજ નહીં. એ તો મારૂં નામ સાંભળીનેજ ઘેલો ગાંડો થઇ જશે. ઠીક છે, જવું તો ખરૂં. આમેય એને મળવા આવવાનું વચન પણ આપેલું છે. અરે ત્યારની ક્યાં ગઇ? હજુ ન આવી. હવે એટલીવાર શાને કરવી.

(જરા વાટ જુવે છે એટલામાં સુશીલા પ્રવેશ કરે છે.)

સુશીલા—(ખુશી થતી પ્રવેશ કરીને) સ્વામિનાથ લ્યો, આ તમારા ભત્રીજા, ભત્રીજીઓ અને જે માગે તેને ભેટ આપજો.

સુદામા—આ શું તાંદુળ છે?

સુશીલા—હા સ્વામિ, પડોશણ પાસેથી કાલાવાલા કરી ઉછીના લીધા અને કહ્યું કે હું બમણા પાછા આપીશ, તે બિચારીએ આપ્યા, એનું પણ ભલું થજો.

સુદામા—પ્રિયા, આ મારો વેષ, અને આ તાંદુળની ભેટ, એ સર્વ સામગ્રી મારો બરોબર તોલ કરાવશે.

સુશીલા—પ્રાણનાથ, તેની ચિંતા નહીં. આપણી ગરીબની ભેટ કેવી હોય તે શ્રીકૃષ્ણ પોતાના હૃદયમાં સારી રીતે સમજતા હશે. (તાંદુળ ચીંથરાથી બાંધી) લ્યો, રસ્તામાં જતન કરીને લેઇ જજો, જુવો બરાબર ગાંઠો વાળી છે કે નહીં?

સુદામા—(જોઇને) બરાબર છે, પ્રિયા, છોકરા ક્યાં ગયા.

સુશીલા—અરે ભાનુ, ઓ સોમા, ક્યાં ગયા? ઘરમાં આવો.

છોકરાઓ—(બાહારથી) એ આવ્યા માતાજી. (છોકરા ઘરમા આવેછે.)

ભાનુદત્ત—માતાજી મારા પિતા ક્યાં જાય છે?

સુદામા—(છોકારાઓને) પુત્રો હું દ્વારિકાં જાઉં છું, તમે તમારી માના કહ્યામાં રેહેજો હો. એને પજવશો નહીં. હું પાંચ સાત દિવસમાં પાછો આવીશ.

સોમદત્ત—નહીં પજવીએ. એ કેહેશે તે કરીશું.

સુદામા—સારૂં દિકરા, ડાહ્યો થજે હો, પ્રિયા જાઉં છું. મારી કાંઈ ચિંતા કરીશ નહીં.

સુશીલા—(ગદગદ કંઠે) પ્રાણનાથ! પ્રભુએ આપણાઉપર વેળા પાડી ત્યારે મારે આપને આ પ્રમાણે ઘરમાંથી બાહાર જવા દેવા પડે છે, માટે ક્ષમા કરજો; અને રસ્તામાં સંભાળીને જજો, ને સર્વને મારા પ્રણામ કેહેજો. ઘરની કશી ફિકર ચિંતા કરશો નહીં.

(જાય છે.)

---

# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ, ગોમતીનું તટ.

### સુદામા.

સુદામા—(સ્વગત) ચાર દિવસ લાગટ પંદર પંદર ગાઉની મજલ કરી તારે આજે દ્વારિકાંની સમિપ આવી પ્હોંચ્યો. હવે તો થાકીને લોથ થઇ ગયો છું. જોડાવગર પગનાં તળીઆં પણ તળવાઇ ગયાં, પણ હવે તો જખ મારે છે; જ્યમ ત્યમ કરી આવી પ્હોંચ્યા છીએ. આ ગોમતીના તટઉપરથી સ્નાન કરવાવગર નગરમાં જવું એ ઠીક નહીં, માટે લગાર થાક ખાઉ અને સ્નાન કરી લેઉ તો લગાર હુંશિયારી પણ આવે. (બેસે છે). જે દ્વારિકાંધીશ, અરરર.

(નગરની સ્ત્રીઓ સ્નાન કરવા અને પાણી ભરવા આવે છે.)

એક જણી—(સુદામા તરફ હાથ કરીને) એ સખિયો, જુઓ, જુઓ ! ધોળે દિવસે પેલો પૂર્ણિમાનો ચંદ્ર પ્રકાશ્યો છે !

બીજી—અરે વાહ! વાહ! જ્યાં આ નર વસતા હશે તે નગરને પણ ધન્ય છે !

એક જણી—જે નારી આવા કાન્તિવંત કંથને વરી હશે, તે નારીને પણ ધન્ય છે !

ત્રીજી—જેણે પૂર્ણ પાપ કર્યાં હશે, અરે ભુલી, જેણે મોટાં તપ કર્યાં હશે તે નારી આ ભરથાર પામી હશે.

બીજી—(સુદામાને) મહારાજ, કિયાં ગાંમ?

સુદામા—ગાંમ તો આમ આઘુ રહ્યું.

ત્રીજી—મહારાજ, આપનુ મંદિર શોભાવનાર સુંદરીને તમસરખા સ્વામિવિના કયમ ગમશે? માટે ઘર સુનું મુકીને તમારે બાહાર ફરવું ન જોઇએ.

સુદામા—મારી બાઇ, તું તારે રસ્તે જાને, તને એવડું ડહાપણ કોણ કરાવે છે?

પેહેલી—કોહો છો ને વર ઘરડા છે. ઘરમાં પત્નીઉપર કોપતા હશે તારે તો એમના કોપથી ચુલામાંની રાખ પણ ઉડી જતી હશે.

ત્રીજી—સખીઓ ચાલો, ચાલો, આપણે વ્હેલાં વ્હેલાં ઘેર જઇએ અને યાદવકુળની સ્ત્રીઓને જાણ કરીએ કે ઘરનાં બારણાં બંધ કરી રાખે.

બીજી—(સુદામાને) હે ચંદ્ર સરખી કાન્તિવાળા દુર્બળ ભટ્ટજી! નગરમાં પ્રવેશ કરતાં આપના મુખાર્વિંદઉપર અંતરપટ ધરજો.

એક જણી—હા સખી; નહીં તો કોઈ પતિવ્રતા રખેને મોહિત થઇ જશે. (સ્ત્રીઓ જાય છે અને સુદામા ઉઠવાની તૈયારી કરે છે.

સુદામા—યાદવોની સ્ત્રીઓ તો મહા ઉન્મત્ત જણાય છે. મંગળાચરણમાંજ મારી પારવિનાની ચેષ્ટા કરી ગઇયો તો પછી પુરીમાં પેઠા પછી તો મારા શુંય સંસ્કાર થશે? હશે જે થશે તે ખરૂં. હવે તો मौनंसर्वार्थसाधनं માટે આપણે તો મૌનજ રેહેવું. ઉત્તર આપીએ તો લાંબુ લપશીદાર થાય કની? ચાલ રામ, હવે બેશી રહે કાંઇ સિદ્ધી નથી. (ચાલવા માંડે છે.)

---

(પૃષ્ઠ ૫૯ મે પ્રવેશ ૨ જાની શરૂઆતમાં)

રાગ ઓખાહરણ.

આ તે ઇંદ્રપુરી કે સ્વર્ગ, નહીં દીસે ન્યુનાધિક વર્ગ;
કંચનમય આ ઉંચા અવાસ, નહીં દીસે દરિદ્રીનો વાસ.
માર્ગ સ્ફટીકના છે કરેલા, જાંણે મોતીએ ચોક પુરેલા;
ચળકે કનક સમો આ કોટ, દીસે રિદ્ધીસિધ્ધીની ન ખોટ.
આવી સ્વર્ગપુરીનો તું સ્વામી, કૃષ્ણ તારે નહીં કંઇ ખામી;
મારે તો રેહેવાને ઝુંપડી, કરમાં જેષ્ટીકા ને તુમડી.
મારા પગમાં મળે નહીં જોડા, તારા કિંકર કુદાવે છે ઘોડા;
મારે પેહેરવા નહીં પટકુળ, તુંતો પાળે યાદવનું કુળ.
ઉભા હશે અનુચર દ્વારે, વેશ આ જોઇ ધક્કે મારે;
મારી ખબર કોણ જઇ કહેશે, જોઈ દુર્બળ ન પેસવા દેશે.
દુ:ખ સરજ્યાં હશે આ પડવાં, અહીં આવી હવેશાં ડરવાં;
મિત્ર કૃષ્ણ છે દીન દયાળ, તે શું લેશે ન મારી સંભાળ?

## પ્રવેશ ૨ જો.

સ્થળ, દ્વારિકાં.

સુદામા—આહા! શું સુંદર નગર છે! ભલા પ્રભુ! જેનાં ધન્ય ભાગ્ય હશે તેનોજ આ નગરમાં નિવાસ હશે. હવે હું કિએ રસ્તેથી જાઉં? ચાલ, જરા આગળ ચાલું અને વસ્તિના ભાગમાં જાઉં તો કોઈને પુછું. (કેટલાક છોકરાઓ રમતા રમતા આવે છે.)

એક છોકરો—અલ્યા જુઓ, જુઓ, પેલા ડોસાનો તાલ તો જુઓ.

સર્વ છોકરાઓ—(છોકરાઓ સુદામાને ઘેરીને.) હે, હે, હે, હે રંગ ડોસાની પાઘડીને, ને રંગ ડોસાની લાકડીને, રંગ ડોસા તારી તુમડીનેરે, ડોસો કિયા વગડાનું વાંદર.

સુદામા—(ગભરાતા,) સિતારામ, સિતારામ, ગોવિંદ, ગોવિંદ, અરે બાળકો! મને વિનાસ્વાર્થે પિડા ન કરો. (એક યાદવ આવી ચડે છે.)

યાદવ—અલ્યા છોકરાઓ, આ દુર્બળ ભક્તને હેરાન કેમ કરો છો? જતા રહો. (છોકરાઓને મારી કાઢે છે.)

સુદામા—હે દયાનિધિ! આપનું કલ્યાણ થાઓ.

યાદવ—ઋષિદેવ, આપને ક્યાં પધારવું છે?

સુદામા—મારે યાદવરાયનાં દર્શનની અપેક્ષા છે માટે મને માર્ગ બતાવવાની કૃપા કરો તો બહુ સારૂં.

યાદવ—હા. ચાલો ભૂદેવ, હું તમને ઠેઠ યાદવરાયના મંદિર પાસે મુકી આવું પછી કાંઈ?

સુદામા—ત્યારે તો મોટી કૃપા. (તેડી જાય છે.)

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ, શ્રીકૃષ્ણનું મંદીર.

**શ્રીકૃષ્ણ, રૂક્ષ્મણી, જાંબુવતી, સત્યભામા અને વિદૂષક.**

રાણીઓ—પ્રિતમ તારી પ્રિતડી વણ અમે કયમ કરી અહીં રહિએ,
મનમોહન તારૂં મન ન હોય તો મહિઅરીએ જઇ રહીએ;

મનનો મેલ મુકી કોહો, કરયો હોય વાંક અમે તો,
વાલમજી કાંઈ તમારો, વગોવો ન જનમારો. ૧

કૃષ્ણ— અરે પ્યારી મારી કામણગારી, કેવી કરો છો વાત?
મોહ પમાડી થાય ઠગારી, નારી તમારી જાત;
થઇને કાલાં ઘેલાં, એવાં છો મનનાં મેલાં,
દીઠાં મહિઅરિઆં સેહેલાં, પધારો વ્હેલાં વ્હેલાં.

વિદૂષક— પ્રથમ પ્રિતમ પ્રિત બાંધીશું, છળ કરી છેતરવા,
જાંન જોડી વરણાગીઆ થઇને, શું દોડ્યાતા વરવા;
કાંનડ કામણગારા, બળ્યા આ ઢંગ તમારા,
કરીને ઢોંગ ધુતારા, ઠગો શું થઇ નઠારા. ૨

રાણીઓ—પ્રાણજીવન પાતળીઆ પ્રિતમ, વાંકાં શું વદી વેણ,
સાથે વિ-દૂષક. } વગોવોછો વાટે ઘાટે, વિના લેણ ને દેણ.
છબીલા એશા ચાળા, થઇ છળ ભેદ વાળા,

રાણી— જોઇ લક્ષણ તમારાં, અમે મહીઅર જનારાં.

વિદૂષક—(સ્વગત) તાલ તો બરાબર આવ્યો છે. બંદાયે એવું ભરાવી માર્યુંછે કની, કે હમણાં ભડાભુટ થઇ રેહેશે.

કૃષ્ણ—આજે આ સામટુ કટક ચઢી આવ્યું છે, તે એવો ધુમાડો તે કોણે ધુંધવાવી મુકયો છે?

વિદૂષક—કોણે તે કોણના કહેનારનાં કારસ્તાંનેજ તો.

કૃષ્ણ—અલ્યા! આર્યસુદેવ, તું આ શું બકે છે?

વિદૂષક—છાતીએ હાથ મુકો, હાથ, એટલે તરત હૈયું ઠેકાણે આવશે.

કૃષ્ણ—(હસીને) અલ્યા, જો બિલાડીના પેટમાં ખીર રહે તો તારા પેટમાં વાત રેહે.

વિદૂષક—આ મહારાણીઓ સેવા કરી કરીને મરી જાય છે તોયપણ જશામાં તો જુતીઓ. ઘડીએ ઘડીએ મારી રાધિકા આવી હતી, અને મારી રાધિકા તેવી હતી, એ તે શું?

રૂક્મણી—મહારાજ, સુખેથી રાધિકાના ગમે તો હાથ પગ ધોઇ પિઓ, અમે અમારે આ ચાલ્યાં. (જવા માંડે છે.)

વિદૂષક—(સ્વગત) વાહવાજી વાહવા, બરાબર રંગ જામ્યો છે.

કૃષ્ણ—(રાણીઓને) અરે આ મૂર્ખો તમને જેમ ભમાવે છે તેમ તમે શું ભમો છો? સાંભળો તો ખરાં. (રાણીઓ પાછી વળી ઉભી રેહેછે.)

રૂક્ષ્મણી—(હાથ જોડીને) કૃપાનાથ! અમે આપની સેવા કરી કરીને થાકી જઇએ તોપણ આપ આ વિદૂષક સરખાને મોઢેપણ અમારા અવગુણો બોલો તે અમારાથી સહન નથી થતું.

કૃષ્ણ—એ મોટો શાહુકાર ખરો કની? તે એના કેહેવાઉપર ભરૂંસો રાખો છો.

વિદૂષક—ઠીક સપડાયા છે, (મહારાજ) હું તમારા જેવો તો શાહુકાર નહીં એ વાત ખરી, પણ મહારાજ, મથુરાંમાંથી રાત લેઇને નાઠાતા તેજ તમે કે? વ્રજમાં લોકોના ઘરમાં છાંનામાના પેસી જઇ દહી ને માખણ ચોરી ખાનાર વારૂ તમેજ કે કોઇ બીજો? વળી કેહેવરાવવું છે કે? હજુ બાકી હોય તો સાંભળો. ગોપિકાઓ યમુના કિનારે વસ્ત્ર મુકી ન્હાવા ગઇ તારે છાનામાંના તેમનાં વસ્ત્ર ઉપાડી અગિયારા ગણી જનાર તમેજ કે? કૃપાનાથ! આપનાં એ પરાક્રમ તો મોટી શાહુકારી ભરેલાં કેહવાય ખરૂં કે? હજુ વંશાવલી ઊકેલવી છે કે? કેમ રૂક્ષ્મણી રાણિ! યાદ છેકે! તમારા પિતાના ગામની ભાગોળેથી તમને ગંચ્છંતી કરી લાવનાર આજ મુરતી કે? બોલો, હસવું કેમ આવે છે? કૃપાનાથ! આપનાં એ પરાક્રમ તો મોટી શાહુકારી ભરેલાં કેહેવાય ખરૂં કે!

કૃષ્ણ—તું અજ્ઞાની છું, એટલે તને એમજ લાગે.

વિદૂષક—હું એવું જ્ઞાન રાખું તો ઘણા ગોદા ખાઉં.

કૃષ્ણ—તારામાં એટલી આવડ જોઇએ કની?

વિદૂષક—હા મહારાજ, ખરી વાત. હજુ તમારી પેઠે ઢોરાં ચાર્યાં નથી ત્યાં સુધી આવડ ઓછી ખરી. પણ મહારાજ, તમને ખબર છે? મારા પડોશીનો છોકરો ઘણો રખડેલ છે તેને એનો બાપ દાઝે બળે છે કની તારે કેહે છે કે તું તો ગોવાળીયા જેવોછું.

શ્રીકૃષ્ણ—આ મહાદેવિઓને તેંજ ભમાવી મારી હશે. (રાણીઓને) મહાદેવિઓ, મેં તો તમારા કોઇના અવગુણ કહ્યા નથી પણ મેં તો ઉલટું એમ કહ્યું હતું કે રૂક્ષ્મણી આદી સર્વ રાધિકાને વિસરાવે તેવાં છે.

રૂક્ષ્મણી—(કાગળ કાઢીને શ્રીકૃષ્ણને આપે છે) આ શું તારે સઘળું ખોટું? એ કોનું લખાવેલું?

વિદૂષક—(સ્વગત) ઘાંણ વાળ્યો. હવે આપણા બાર વાગ્યા.(શ્રીકૃષ્ણ પાસેથી કાગળ લેવા જાય છે) મહારાજ, લાવો હું વાંચી આપું.

શ્રીકૃષ્ણ—(કાગળ જોઇને) શું તારૂં કપાળ વાંચીશ? આ તારાં કારસ્તાંન હશે, (વિદૂષક નીચું જુવેછે, એટલે રાણીઓને) જોયું, આ લુચ્ચાએ આ બધી તાલમેલ કરી તમને ભમાવી માર્યાં હશે.

સત્યભામા—ત્યારે એ બધું ખોટું? વિદૂષક, કેમ ખરૂં કહે?

વિદૂષક—(કાને હાથ દેઇને) આપણે કાંઇ જાણતા નથી, તમારે પરવડે તો સાચું માનો, અને પરવડે તો ખોટું માનો.

રૂક્ષ્મણી—(શ્રીકૃષ્ણને) અરે મુકુટમણી ! આપનાં ચરિત્ર અમારાં અજાણ્યાં નથી.

વિદૂષક—એમ જાણો છો ત્યારે વચમાં બિજાને શીદ વગોવો છો?

સત્યભામા—નહીં વિદૂષક, મહારાજનાં લક્ષણ અમે સારીપેઠે જાણીએ છીએ, તારી વાત સત્ય છે; મહારાજ, આપ સુખેથી મનગમતું કરો. (સર્વ જવા માંડે છે.)

વિદૂષક—ઓ મહાદેવિયો કૃપા કરી મારી એક વાત સાંભળતાં જાઓ, લગારેક ઉભાં રહો. (ઉભાં રેહેછે, એટલે વિદૂષક કૃષ્ણને) કૃપાનાથ કેમ છો? બંદાએ કેવો ઘાટ બેસાડી દીધો છે?

રૂક્ષ્મણી—શું ?

વિદૂષક—શું તે એસ્તો, એ તો હું ને મહારાજ જાણીએ.

સત્યભામા—મહારાજ, આ વાતમાં કાંઈ ભેદ છે. આપે અને આ તર્કટિ વિદૂષકે મળી અમારી કાંઇ ખરેખરી ચેષ્ટા કરી હોય એમ લાગે છે.

વિદૂષક—અરે મહાદેવિ, તમારા બોલવાનો કાંઇ ધડો નથી કે શું? ઘડીકમાં વિદૂષકજી! તમારી વાત સત્ય છે, અને ઘડીકમાં આ તર્કટી વિદૂષક, એ તે શું?

સત્યભામા—તું અત્યાર સુધી મહારાજનો વાંક કાઢવાને ઉભો થયો હતો અને હવે કેહે છે કે એતો હું ને મહારાજ જાણીએ એ શું?

વિદૂષક—બંદાને જે કરવું હતું તે થયું, એટલે એમજ કહું તો.

રૂક્ષ્મણી—(શ્રીકૃષ્ણને) પ્રભુ! આ વિદૂષક શું કેહે છે?

વિદૂષક—શું તે એસ્તો, જાણશો એટલે તો ઢાંકણીમાં પાણી ઘાલી ડુબી મરવા જેવું થશે. (શ્રીકૃષ્ણને) કેમ કૃપાનાથ, ઘડો ફોડી નાખું?

શ્રીકૃષ્ણ—સુખેથી (સ્મિત કરે છે.)

વિદૂષક—ત્યારે સાંભળો મહાદેવિયો, જુઓ, કાલે મહારાજ ફુલાતા હતા કે રૂક્ષ્મણી અને સત્યભામા આદિ સર્વ રાણીઓનો મારાઉપર એટલો તો પ્રેમ અને વિશ્વાસ છે કે ગમે તેમ કોઇ સમજાવે તોપણ તેમને મારો અવિશ્વાસ ન આવે મેં ધાર્યું કે મહારાજની ફુલનો અને તમે પણ જ્યારે ત્યારે મહારાજની સાથે મોઢું મરડો છો તેનો નાદ ઉતારવાનો આ ખરેખરો લાગ આવ્યો છે. પછી તેનું ઓસડ જે મેં કર્યું, તે તો તમે ગટ લઇને પિ ગયાં, અને જે થયું, તે મહારાજે અને મેં આ વખત નજરે જોયું. કેમ મહારાજ, આપતો ફુલાઇ જતા હતા અને આંમણે તો પીયરની વાટ લેવા માંડી છે તેનું કેમ?

રૂક્ષ્મણી—અરે તારૂં કાળુ મોઢું થાયરે વિદૂષક, તેં તો અમારાં સાતેય વ્હાણ બોળ્યાં. (સર્વ કૃષ્ણ પાસે જઇને) મહારાજ! ક્ષમા કરો. અમારૂં અંતઃકરણ નિષ્પાપ છે. (રૂક્ષ્મણી અને સત્યભામા કોચઉપર બેશી જાય છે અને જાંબુવતી પંખો નાખે છે.)

વિદૂષક—હમણાં તો મારૂં કાળુ મોઢું કોહો, પણ તમે તો ઢાંકણીમાં પાણી ઘાલી ડુબી મરો ડુબી. (કૃષ્ણને) મહારાજ, હું નોહોતો કેહેતો કે સ્ત્રીની મતિ પાનીએ. ગમે તેણે જરા તાલમેલ

કરી જુઠી સાચી વાત સમજાવી દીધી તો તે માની દેતાં વાર ન કરે.

સત્યભામા—અરે ભૂદેવ! તને અમે રોજ રોજ સારૂં સારૂં ખાવા આપી રાજી રાખીએ છીએ તેના બદલામાં તેં પેટમાં પેશીને અમારી આ ફજેતી કરી કે?

વિદૂષક—ખાવાનું આપો છો એ કાંઇ પિયરથી બાંધી નોતાં લાવ્યાં, કે નોતું તમારા બાપે મોકલ્યું. એ સઘળી પ્રતાવંત યાદવરાયની પ્રસાદી, તેમાં તમે શાંનાં ફુલઇ જાઓ છો. (મહારાજને) કેમ કૃપાનાથ! તમે જેનો અનહદ પ્રેમ અને વિશ્વાસ સંપાદન કર્યો છે તે આજ મૂર્ત્તિઓ કે?

શ્રીકૃષ્ણ—તારી ભુલ છે, તેં જે જુઠું સમજાવી દીધું તેથી તો તેમને મારાઉપર રીસ ચઢેજ.

વિદૂષક—તમે તો કેહેતા હતા કે ગમે તેમ હોય પણ માનેજ નહીં. તે જણાઈ આવ્યું. એતો સ્ત્રીની મતી પાનીએ, પાનીએ ને પાનીએજ. (એમ કહી જતો રેહે છે. દાસી પ્રવેશ કરે છે.)

દાસી—(નમન કરીને) મહારાજ, રાજદ્વારે એક દુર્બળ, મલિન અને વિદુર સરખા વેષનો વિપ્ર આવેલો છે, તે આપનાં દર્શનની અપેક્ષા રાખે છે. તે કેહે છે કે "હું અને પ્રતાપવંત શ્રીકૃષ્ણ બાળમિત્ર છીએ, અને મારૂં નામ સુદામો છે."

શ્રીકૃષ્ણ—(સાનંદાશ્ચર્યથી) હાં, મારા બાળમિત્ર સુદામાજી પધાર્યા છે? (મહાહર્ષમાં ઉઠીને) આહા! આજ તો હું કૃતાર્થ થયો, એ તો મારા દુઃખનો વિસામો; દાસી, સત્વર જા, તેડી લાવ. (રૂક્‌મણીને) અરે તમે પુજાની સામગ્રી ઝટ તૈયાર કરો. મારો પ્રિય મિત્ર, મારો પ્રાણસખા, મને કેટલે વર્ષે મળશે? (રાજદ્વાર તરફ સામા જાય છે, સુદામાને તેડીને દાસી આવે છે, અને સુદામાને શ્રીકૃષ્ણ બતાવે છે, શ્રીકૃષ્ણ દોટ મુકી સુદામાને ભેટી પડે છે.) અહો! મારા પ્રાણાધાર! મને આજ સુખી કર્યો. આજ મારૂં જીવતર સફળ કર્યું.

સુદામા—(ભેટતાં) અહો દીનબંધુ, મારા પ્રાણજીવન, (શ્રીકૃષ્ણ ભેટતાં ભેટતાં ગદ્ગદિત થઇ ડુસકાં ભરે છે, સુદામા છુટા પડી તેમનાં આંસુ લુવે છે, તે જોઇ રાંણીઓ વિસ્મય થાય છે.)

શ્રીકૃષ્ણ—મારા પ્રિય બંધુ, મારૂં નગર અને મારૂં ઘર આજ પાવન થયું, મને પરમાનંદ થયો. (દોરી અને તુમડી સુદામા પાસેથી લેઇ લેછે.) ભાઇ, આ લાવો હું ઝાલું.

સુદામા—ના રે ભાઇ, એમાં કાંઈ ભાર છે? મારી પાસે છો રહી.

શ્રીકૃષ્ણ—મારા સમ લાવો, હું ઝાલું છું. (તાણીને લેઇ લે છે રૂક્ષ્મણી આદિ સર્વ રાણીઓ સુદામાને નમન કરે છે.) ભાઇ આ તમારી ભાભીઓ છે.

સુદામા—અખંડ સૌભાગ્યવતી ભવ. (સુદામાને કોચઉપર બેસાડે છે, રૂક્ષ્મણી અને સત્યભામા પુજાની સામગ્રી લેઇ આવ્યાં અને શ્રીકૃષ્ણે સુદામાનું પાદપ્રક્ષાલન કરી પુજા કરી. વિદૂષક વિસ્મય થતો પ્રવેશ કરે છે.)

વિદૂષક—(જાંબુવતીને સાન કરી બાજુએ બોલાવીને) આ પૂર્ણિમાના ચંદ્ર સરખી મૂર્ત્તિને સિંહાસન ઉપર પધરાવી દેઇ આજ વળી એ શું ઢોંગ મચાવ્યો છે?

જાંબુવતી—અરે ભાઇ! એ તો કૌતક જેવી વાત છે, મહારાજ તો એ ડોસાને દેખીને ગાંડાઘેલા થઇ ગયા છે, અને કેહે છે કે એ અને હું તો એક ગુરૂના વિદ્યાર્થી બાળમિત્ર છીએ.

વિદૂષક—આહા! શું ફુટડા મિત્ર શોધી કાઢ્યા છે? ભાઇબંધની જોડ તો જોવા જેવી મળી છે. (પુજા થઇ રહ્યા પછી પાસે જઇને) એ નમસ્કાર છે મહારાજ, નમસ્કાર. કાકા, કિયાં ગાંમ?

શ્રીકૃષ્ણ—મૂર્ખા! એ તો મારા બાળમિત્ર સુદામાજી પધાર્યા છે.

વિદૂષક—ત્યારે તો એ નાંનાં, નાંનાં છોકરાંના કાકા, અને મારા તો મોટા ભાઇ કેહેવાય, અને વળી આ મહાદેવિયોના તો જેઠ થાય. અરે મહાદેવિયો, આમ મોંઢાં ઉઘાડાં મુકીને શું ઉભાં છો? આ તમારા જેઠ બિરાજેલા છે તેની લાજ કેમ કાઢતાં નથી? ઘુંઘટા તાણો ઘુંઘટા.

શ્રીકૃષ્ણ—આ ટીખળી જેમાં ને તેમાં ટીખળ કરી હસાવ્યાવગર રેહેતા નથી. અને જ્યાં જોઇએ ત્યાં હાજરનો હાજર.

વિદૂષક—જ્યાં જોઇએ ત્યાં હાજર રેહેવાની પિડામાં આપણે પડતા નથી, એ તમારૂં કામ તમે સંભાળો. પણ મહારાજ, મારી એક વિનતી સાંભળશો? આ તમારે હાથે, ગળે અને માથે ઢાલો પથરાનો ભાર વળગાડ્યો છે, તે એવડી પિડામાં તમારે પડવાની શી જરૂર છે? માટે મારી નજરમાં તો એમ આવે છે કે એ બધી બલા આ મોટા ભાઇને વળગાડો, અને તેના બદલામાં એમની પાસે એમના પોશાકનો બીજો નમુનો હશે તે જો માગી લેઇ એ હલકા ફુલ જેવા પોશાકનો આપ શણગાર કરી લ્યો તો બધી ખામી સપાટાપુર નિકળી જશે (સ્વગત) અને બિચારા ગરીબનું કામ થશે.

શ્રીકૃષ્ણ—તું હમણાં તારી લવરી મુક, મને આ મારા મિત્રની ખબર અંતર પણ પુછવા દેઇશ કે નહીં?

વિદૂષક—(સ્વગત) ખબર ને અંતર, એ ભાઇનાં દેદારજ કહી આપેછે!

શ્રીકૃષ્ણ—(સુદામાને) ભાઈ શરીરે આવડા દુબળા કેમ?

વિદૂષક—મને પુછો ને, કેમ તે એમસ્તો. રોજ રોજ દુધ, ચોખા ને સાકર ખાઇખાઇને ભુખે મરી જવાનું. તેમાં વળી અધુરામાં પુરૂં રેશમનાં અને મલમલનાં લુગડાં પેહેરીપેહેરી કંટાળીને પછી આ નૌતમ વસ્ત્ર ધારણ કરવાં પડે છે. એ બધી વણ સરજી પિડાથી બિચારા સોસાઇ ગયા હશે.

શ્રીકૃષ્ણ—તું ટક ટક મુક.

સુદામા—(કૃષ્ણને) મારા પ્રાણસખા, આપનાં દર્શનની અપેક્ષા હતી તે ન્હોતાં થયાં ત્યાંસુધી કષ્ટ હતું? હવે તે થયાં, એટલે કશા પ્રકારનું કષ્ટ મને હોયજ નહીં.

વિદૂષક—રંગ છે કાકા! અરે ભુલ્યો મોટાભાઇ! (સ્વગત) દુબળીશાએ દાવ તો સજજડ માર્યો છે!

શ્રીકૃષ્ણ—ત્યારે શું ઘરમાં મારી ભાભી તો વઢકારાં નથી કે તેમની ચિંતામાં આમ સુકાઇ ગયા છો?

સુદામા—ના મારા પ્રિય બંધુ, તમારી ભાભી તો મહાપવિત્ર અને પતિવ્રતા સ્ત્રી છે. તેની તરફનું મને કાંઇ કષ્ટ નથી. કષ્ટ માત્ર આપના વિયોગનું હતું.

વિદૂષક—વારૂ મોટાભાઇ, ભાભી તમારી પુજાપાત્રી કરે છે ખરાં કે?

સુદામા—પુજા તો નિત્ય કરે છે.

વિદૂષક—ત્યારે દુબળા તો શું પણ મરવા પડો મરવા. મારા બાપ! જ્યાં રોજ પુજાપાત્રી ચાલે ત્યાં પછી શરીરમાં લોહી રેહેજ શાનું? (શ્રીકૃષ્ણને) કૃપાનાથ, ભાભીનાં પરાક્રમ સાંભળ્યાં કે?

સુદામા—અરે ગાંડા એતો સેવા ચાકરી.

વિદૂષક—હું પણ એને સેવા ચાકરીજ કહું છું અને આખું જગત પણ એમજ કહે છે. પછી જે કાંઈ થોડી ઘણી થતી હોય તે ખરી.

સુદામા—તને જેવો અનુભવ હશે તેવું તું સમજે છે.

વિદૂષક—લગાર મોંઢા આગળ આરસી ધરીને જુવો એટલે ખબર પડશે.

શ્રીકૃષ્ણ—તું નાંના મોટાની મર્યાદા ન રાખતાં શું બકે છે? ચાલ ખશ વેગળો (સુદામા પાસેની તાંદુળની ગાંઠડી દેખીને) ભાઇ એ ગાંઠડી શાંની છે. કેમ એનાં એવડાં જતન કરો છો?

સુદામા—(ગાંઠડી દાબતાં દાબતાં) બંધુ, એ આપના કામનું નથી.

શ્રીકૃષ્ણ—(તે લેવા જાય છે અને સુદામા દાબી રાખે છે) મને દેખાડો તો ખરા, મારાં ભાભીએ ભેટબેટ તો નથી મોકલી?

સુદામા—પ્રાણજીવન, એ આપને યોગ્ય નથી.

શ્રીકૃષ્ણ—મને લાગે છે કે ખચિત એ આપનો મહાપ્રસાદ છે. પ્રિય મિત્ર, તમે નથી વિચારતા કે મારી ભાભીના હાથનો મહાપ્રસાદ આરોગવાને પછી હું ક્યારે ભાગ્યશાળી થાઉં? એને ચરણ તળે શું દાબી બેઠા છો? મારા કરતાં શું તમને એ

પ્રસાદી વધારે છે? એટલામાં તમારો જીવ ભરાઈ રહ્યો છે કે સંતાડો છો? જો મારી ભાભી હોય તો રાજીરાજી થતાં મને આપવા આવે. ગમે તેમ કરો પણ એ પ્રસાદી તો મને ચખાડો, લાવો. (તાંણી લેછે અને રૂક્ષ્મણીને કહે છે) એક થાળ લઇ આવો. (ગાંઠોડી થાળમાં મુકી રાજી થતાથતા છોડે છે. રાણીઓ પ્રસાદી લેવા આતુર થઇ ઉભી છે અને સુદામા શરમાય છે.)

સત્યભામા—મહારાજ, અમને પ્રસાદી આપજો.

જાંબુવતી—કૃપાનાથ, બધીય પ્રસાદી આપ એકલા આરોગી ન જશો. અમને થોડીથોડી આપજો.

રૂક્ષ્માણી—મારે વાસ્તે તો આપના આરોગવાના પાત્રમાં રેહેવા દેજો. જો, જો, પછી બધી આરોગી ન જતા.

વિદૂષક—ત્યારે હું તો અંટોઝંગૃહણાગતિમાંજ રહ્યો કે શું? (કૃષ્ણ ગાંઠડી છોડેછે અને ઉપરાઉપરી ચીંથરાં વિટેલાં છે તે જોઇને.)

શ્રીકૃષ્ણ—મારાં ભાભી ચતુર તો ઘણાં દેખાય છે. ભેટ એવી તો સાચવીને મોકલી છે કે તેનું રત્નની પેઠે જતન કર્યું છે, અધધધ કેટલીક ગાંઠ્યો વાળી છે! આ મારા મોટાભાઇ જેવાં ભોળાં નથી, મહાભાવથી મારા જેવા ગરીબડા દીયરને સારૂ ખાવાનું મોકલે તેમાં જે જતન ન કરે તે થોડું.

વિદૂષક—આખા જગતનું દલદર તો ત્યાંજ ભરાયું છે?

શ્રીકૃષ્ણ—(તાંદુળ થાળમાં ઠાલવીને) આહા! આ પદાર્થ તો મેં મારા જન્મારામાં ચાખ્યો પણ નથી.

વિષદૂક—એ આપના ભાગ્યનો વાંક છે.

સુદામા—હે પ્રાણાત્મા! આ દરિદ્રતાના નિવાસની નિશાનીના પદાર્થને આપ આટલા સત્કારથી અંગિકાર કરો છો, તે મારાઉપરના આપના પ્રેમનો ભંડાર ઉઘાડો કરો છો, એમ હું સમજુ છું.

રૂક્ષ્મણી—(સત્યભામાને બાજુએ બોલાવીને) જો બેહેન, મહારાજે તેમના એ મિત્રના ખડ સરખા ધાન્યનું અતિશય વખાણ કર્યું છે? અને હવે કાંઇ ધારતા હોય તેમ જણાય છે, માટે જ-

રૂર એ તાંદુળ આરોગતાંજ પોતાના મિત્રને ન્યાલ કરી નાંખશે. માટે બધા આરોગી ન જાય તેમ તજવિજ રાખજો, એતો રીજશે તો દ્વારિકાં સુધ્ધાં આપી દેશે. હુંશિયારી રાખજો.

સત્યભામા—એમ હોય તો બીજી મુઠી ભરવા જશે કે હું થાળ ઉંચકી લેઇશ.

શ્રીકૃષ્ણ—(તાંદુળની મુઠી ભરીને આરોગે છે) આહા! શું સ્વાદ અને મધુરતા! આવો સ્વાદિષ્ટ પદાર્થ હું કયારે ખાવા પામત.

વિદૂષક—ભાઇબંધ જેવા થાઓ ત્યારેસ્તો. (સુદામાને) વારૂ મોટા-ભાઇ, આંનું ભેડકું તો તમે ઘણી વખત ખાધુ હશે?

સુદામા—હા ભાઇ.

વિદૂષક—(શ્રીકૃષ્ણને) મહારાજ, ત્યારે મોટાભાઈ મોટા ભાગ્ય-શાળી કની કે જે તમે કોઇ દિવસ આરોગવા નથી પામતા તે એ રોજ ખાવા પામે છે.

શ્રીકૃષ્ણ—મારા સુદામાજી ભાગ્યશાળી હોય તેમાં હું ઘણો પ્રસન્ન છું.

વિદૂષક—ત્યારે કૃપાનાથ,તમારે પણ એમના જેવા ભાગ્યશાળી થવુંછે?

શ્રીકૃષ્ણ—એ અને હું કાંઈ જુદા નથી, એટલે અમારૂ પરસ્પરનું ભાગ્ય એકજ જાણવું, (તાંદુળની બીજી મુઠી ભરવા જાય છે, એટલે રૂક્મણી હાથ પકડી રાખે છે અને સત્યભામા થાળ ઉપાડી લે છે.)

રૂક્મણી—હાં, હાં, હાં, કૃપાનાથ, પછી અમારે વાસ્તે કાંઈ પણ રેહેવા દેવું છે કે નહીં? કે આપણા આ વિદૂષકે હમણાં પ્રશ્ન કર્યું તેવુંજ ધાર્યું છે? એવડો અમે શો અપરાધ કર્યો છે?

શ્રીકૃષ્ણ—(સામુ જોઇ હસે છે) પ્રિયા, તને આવડું ભય કેમ લાગ્યું?

રૂક્મણી—મહારાજ, આપનો સ્વભાવ મારો કાંઇ અજાણ્યો છે? રીઝ્યા તે વખતે પાછળ અમારે વાસ્તે તલભાર પણ રાખવાનું આપને સ્મરણ રેહે નહીં.

શ્રીકૃષ્ણ—આટલી વિચિક્ષણતા કયાંથી આવી?

રૂક્મણી—પ્રાણપતિ, અહરનિશ આપની સેવામાં રહીએ એટલે આ-

પના ગુણાર્વિંદથી કાંઇ અજાણ્યાં રહીએ? એ વાતો પછી કરીશું હમણાં તો આ પ્રસાદી સર્વને વેંહેંચી આપવાની આજ્ઞા આપો.

શ્રીકૃષ્ણ—એમજ તમારી ઇચ્છા છે?

રૂક્ષ્મણી—હા પ્રાણાધાર, આપ એક મુષ્ટી આરોગ્યા એ સંપૂર્ણ છે. હવે વધારે આરોગવા જેવું રહ્યું નથી.

શ્રીકૃષ્ણ—ઠીક ત્યારે, જેવી તમારી પ્રસન્નતા હ્યો. (સર્વને તાંદુળ વેંહેચી આપે છે અને દાસી પ્રવેશ કરે છે.)

દાસી—(નમન કરીને) મહારાજ, ભોજનની તૈયારી છે માટે કૃપા કરી પધારો.

શ્રીકૃષ્ણ—(સુદામાને) મારા પ્રાણસખા, ભોજનનો સમય થયો છે માટે શી ઇચ્છા છે?

સુદામા—ચાલો સુખેથી.

શ્રીકૃષ્ણ—ત્યારે ચાલો, આજ તો હું તમને ચોળીને સારા ઉષ્ણોદકે કરીને સ્નાન કરાવું. (સર્વ જાય છે.)

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ,

(રૂક્ષ્મણી અને બીજી રાણીઓ તથા વિદૂષક મેહેલના આગલા ભાગમાં આવીને)

સત્યભામા—બેહેન! મહારાજ પેલા દુર્બળ બ્રાહ્મણની ચેષ્ટા તો નથી કરતા?

રૂક્ષ્મણી—એ તો તાંદુળની બીજી મુઠી આરોગ્યા હોત તો ખબર પડત.

સત્યભામા—એમાં તે શું ધૂળ ખબર પડત?

વિદૂષક—હા, પછી તો એજ રહેવાનું હતું.

રૂક્ષ્મણી—અલ્યા, તને કેમ ખબર પડી?

વિદૂષક—હાં! હાં! તમે જાણો છો શું? હું તો મહારાજની મુછનો વાળ, વાળ! મહારાજને મેં કહ્યું કે હું તમને વચનરૂપી ચાબકા

મારી મારીને થાકયો, પણ તમે તો બિચારા દુર્બળ ભાઇબંધનાં ચિંથરીયાં લુગડાં સુધ્ધાં પણ ન બદલાવ્યાં, ત્યારે ભાઇ સાહેબ ખડખડ હશ્યા.

જાંબુવતી—મહારાજનાં લક્ષણ તો એવાં છે કે ગમે તે અટકચાળું કરવાવગર રહે નહીં.

વિદૂષક—અરે ! આ બિચારા સુદામાજીના સંસ્કાર થશે તે પણ તમે જોશો.

સત્યભામા—એવા સુશીલની તે એવી શું ચેષ્ટા કરનાર હતા?

વિદૂષક—એ ચેષ્ટાનો પાયો એવો રચ્યો છે કે મારીને ઘાણ કાઢી નાંખ્યો છે.

જાંબુવતી—ત્યારે અમને કહો તો ખરા?

વિદૂષક—ત્યારે સાંભળો ! જુઓ, સુદામાજી અને મહારાજ બંને એક ગુરૂને ત્યાં ભણતા, તે દિવસનો એમને પરસ્પર સ્નેહ છે. સુદામાએ સાતજન્મપર્યંત પરોપકારનું કે પરમાર્થનું એકપણ કામ કર્યું નથી, તેથી આવી મહાદરિદ્રતાને પામ્યા છે. તેમાંથી મુક્ત કરવાને મહારાજે તેમની પાસે તાંદુળની યાચના કરી તે માગી લીધા; એટલે પાપ માત્ર નિવારણ થયાં; અને મુઠી-ભરી આરોગ્યા એટલે સર્વ દારિદ્ર માત્ર નાશ પામી નવેનિધ્ધ અને અષ્ટમાસિધ્ધ થઇ ગઇ. બીજી મુઠી આરોગવા જતા હતા, તે જો રૂક્ષ્મણીજીએ હાથ ન ઝાલ્યો હોત તો આ તમારી દ્વારિકાં અને સઘળો વૈભવ સુદામાજીને પોંચત. હવે સમજ્યાં?

(સઘળાં વિસ્મય થાય છે.)

જાંબુવતી—અહો! એમ છે કે? ત્યારે તો ચાલો, ચાલો. બરાબર ખબર રાખિએ. નહીં તો મહારાજ કંઇક નવી જુની કરી નાંખશે.

વિદૂષક—અરે હજુ એટલું કરીને પણ મહારાજે એવું અટકચાળું કરવું ધાર્યું છે કે કંઇજ બાકી નથી રાખી. સુદામાજીના નગરમાં તો તેમની ઝુંપડી ઉડી જઈ તમારાં આ મંદિર જેવાંજ ભવ્ય ભોવનો બની ગયાં. અને છપ્પન ઉપર ભેર વાગવા માંડી, અને

તમારાં જેઠાંણી તો લક્ષ્મીનો અવતાર બની ગયાં હશે. પણ મહારાજ સુદામાજીને તો જેવા આવ્યા છે તેવાજ અહીંથી વિદાય કરશે. એટલે થશે શું કે આ બિચારા સુદામાજી ઘેર જશે તો પોતાની સ્ત્રીસુન્દ્રાંને ઓળખી નહીં શકે, એટલે ત્યાં સ્ત્રીપુરૂષની તાણાતાણ થઇ રેહેશે અને તેની રમુજ મહારાજને અંતરિક્ષમાં રહીને જોવી છે. કહો, એ કંઇ ઓછું અટકચાળું!

રૂક્ષ્મણી—ચાલો, ચાલો, આપણે જોઇએ તો ખરાં! કે શું તાલમેલ થાય છે.

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ, કૃષ્ણ મંદિર.

**શ્રીકૃષ્ણ, રૂક્ષ્મણી, સત્યભામા અને જાંબુવતી તથા સુદામા.**

સુદામા—(કૃષ્ણને) હે દીનબંધુ! હવે મને વિદાયગીરિ કરવાની કૃપા કરો. ઘર મુકયાં ઘણા દિવસ થયા, માટે ઘરમાં સર્વ ચિંતા કરતાં હશે.

શ્રીકૃષ્ણ—આપની એવીજ ઇચ્છા છે તો સુખેથી પધારો. પણ કૃપા કરી મને દર્શન આપતા રેહેજો. (રાણીઓ એક બીજા સામુ જોઇ સ્મિત કરે છે.)

સુદામા—આપના દર્શનથી મને તો મોટો લાભ પ્રાપ્ત થવાનો પણ મારાં દર્શનથી તો આપને સામી પિડા ભોગવવાની છે.

શ્રીકૃષ્ણ—નહીં મારા પ્રાણસખા! તમને તો લાભ હો કે ન હો પણ તમારા દર્શનથી તો હું કૃતાર્થ થયો છું.

સુદામા—હવે શી આજ્ઞા છે?

શ્રીકૃષ્ણ—પધારો ભ્રાત. (ઉઠે છે, રાણીઓ વિદાયગીરિનું ગીત ગાયછે.)

> કરી કૃપા સુદામા આપ, મેહેર કરી મળજો,
> અમપર રાખી રૂડો ભાવ, વળી વ્હેલા વળજો.—ટેક
> દયાનિધી તમે દયા કરીને, દર્શન દેજો અમનેરે,
> સ્નેહે અમારૂ સ્મરણ કરીને, કરગરી કહીએ તમને. મેહેર.

(પૃષ્ઠ ૭૨ મે પ્રવેશ ૫ માની શરૂઆતમાં)

(મીરાંનું) પદ.

તુજ બીન મોરી કોણ ખબર લે, ગોવરધન ગીરધારીરે. ટેક.
મોરમુકુટ પિતાંબર સોહે, કુંડળકી છબી ન્યારીરે. તુજબીન.
ભરી સભામેં દ્રૌપદી ઠારી, રાખો લાજ હમારીરે. તુજબીન.
હરિવર હે પ્રભુ ગીરધર નાગર, ચરનકમલ બલી હારીરે. તુજ.

સુખસાતાની ખબર કા'વજો, જતન જાતનાં કરજોરે,
ભીડ પડ્યેથી ભાઇ અમારાં, દુખડાં હૈયે ધરજો. મેહેર.
અમ સમિપે રેહેવા કેરી, વૃત્તી આપ આદરજોરે,
આપ અમારૂ બોલ્યું ચાલ્યું, માફ અમને કરજો. મેહેર.

સુદામા—(રાણીઓ પગે લાગે છે તેમને) અખંડ સૌભાગ્યવતી ભવ.

શ્રીકૃષ્ણ—(ભેટીને) મારા બાળસ્નેહી! તમારાથી જુદા પડતાં મને ઘણું કષ્ટ થાય છે, પણ આપને અવશ્ય જવુંજ જોઇએ તેથી નિરૂપાય છું. મારીઉપર કૃપાદૃષ્ટિ છે તેવી ને તેવી રાખજો.

રાણીઓ—મોટાભાઇ! અમારાં ભાભીજીને અમારા ઘણાઘણા કરીને પ્રણામ કહેજો, અને છોકરાંઓને આશિશ કહી બોલાવજો.

સુદામા—સારૂં, કહીશ. (જરા ચાલી પાછા વળીને) બંધુ! જાઉં છું.

શ્રીકૃષ્ણ—પધારો સખા!

સુદામા—(જરા આગળ ચાલી પાછું વાળી જોઇને) ભાઇ! છોકરાંને કે તમારી ભાભીને કંઇ કેહેવું છે?

શ્રીકૃષ્ણ—સર્વને ઘણાઘણા કરીને યથાયોગ્ય કહેજો, અને ખબર પુછજો.

સુદામા—બહુ સારૂં. (જરા જઇને પાછા વળી રૂક્ષ્મણીને) ભાભી! વળી તમને મારા ગયા પછી કાંક સાંભરશે, માટે તમારે કંઇ કહેવું કરવું હોય તો સંભારો.

રૂક્ષ્મણી—કહેવાનું તો એજ કે સુખસાતાના સમાચાર કહાવતા રહેજો, જાતનાં જતન કરજો, અને મારાં જેઠાણીને અને છોકરાંઓને ઘણું ઘણું કરીને બોલાવજો.

સુદામા—ત્યારે હવે હું જાઉં છું.

શ્રીકૃષ્ણ—હા બંધુ! સાચવીને જજો ને આવજો.

રૂક્ષ્મણી—મોટાભાઇ! સારે કામે આવજો! અને રસ્તામાં જાળવીને જજો. (જાય છે.)

---

# અંક ૫ મો.
## પ્રવેશ ૧ લો.

સ્થળ, અરણ્યમાંનો એક કુવો.

**સુદામા.**

સુદામા—હવે તો થાકીને લોથ જેવો થઇ ગયો છું. પાણીની પણ તૃષા એવી લાગી છે કે ગળે કાંટા પડે છે. પેલો કુવો હોય એમ જણાય છે, લાવ, જોઉં તો ખરો. (જઇને જુવે છે) હા ! આ તો કુવોજ છે, ત્યારે તો લગાર થાક ખાઉં, અને પાણીબાણી પીઉં તો જીવને જરા શાંતિ વળે. (પાણી કુવામાંથી કાઢી નીચે બેશી પિએ છે, અને વિસામો ખાય છે, ને સ્વગત પશ્ચાતાપ કરે છે.) અરે રામ રામ ! બાયડીનું કહ્યું માનીને મેં મારૂં જીવતર ધૂળ કર્યું. આ કરતાં તો મૃત્યુ આવ્યું હોત તો સારૂં. અરે કૃષ્ણ ! તને આ મારો વેષ જોઇને પણ કંઈ દયા ન આવી! મારે કંઇ રાજની ઈચ્છા ન હોતી, મને તો અન્ન વસ્ત્રનીજ અપેક્ષા હતી. એટલી કૃપા કરવાને પણ તારો જીવ ન ચાલ્યો? તારા ઘરના એક દિવસના કચરાથીજ હું તો ન્યાલ થઇ જાત. પણ તેં તો મારાં છોકરાંને સારૂં પાશેર ખાવાનું પણ ન બંધાવ્યું, ત્યાં હું બીજી શી આશા રાખું? પણ એમાં તારો વાંક નથી. એતો આ ફુટેલા પ્રારબ્ધનોજ વાંક છે. કારણ, તેં તો ઘણા ઘણાને ન્યાલ કરી નાંખ્યા છે. મારાઉપર એનો આટલો અનહદ પ્રેમ છતાં મને કેવળ નિરાશ સ્થિતિમાં વિદાય કર્યો ત્યારે જરૂર મારા હિણભાગ્ય આગળ એનો ઉપાય ચાલ્યો નહીં હોય, હશે ! જે થયું તે ઠીકજ થયું. જો ધન આપ્યું હોત તો વળી ધનના મદે કરીને ભગવાનની ભક્તિપણ ભુલી જાત, તો વળી તેનાં ફળ કોણ જાણે કેવાં ચાખવાં પડત. મને પશ્ચાતાપ તો એટલોજ થાય છે કે મારા કૃષ્ણની આગળ મારી લાખ ટકાની પ્રતિષ્ઠા ગઇ. હું મૂર્ખો, સ્ત્રીનું કહ્યું માનીને આવ્યો એજ ખોટું કર્યું. આ તો કાળ જશે અને કહેણી રહી જશે. હરિ હરિ!

જે થઈ તે થઇ. કૃષ્ણના ઘરમાં સુદામાનાં ચરિત્ર ગવાયાં તે હવે નથી ગવાયાં એમ થનાર છે? માટે હવે પાછળથી પસ્તાઇને શું કરવું? ચાલ રામ! બેશી રહે કંઇ ઘર સામું આવશે? છોકરાં બિચારાં કોણ જાણે કેવીયે આશામાં બેશી રહ્યાં હશે! માટે રસ્તે પડીએ તો છોકરાં ભેગા તો થઇએ! (ચાલવા માંડે છે) હે રામ!

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ, સુદામાનો મહેલ.

### સુશીલા, ભાનુદત્ત, સોમદત્ત અને શંકો.

(સુશોભિત પોષાકમાં સુતેલાં છે, શ્રીકૃષ્ણનાં મંદિર સરખાં ભુવન અને વૈભવ, અપ્સરા આકાશમાર્ગે ગાયન કરે છે.)

અપ્સરા—પરમેશ છે ગહન ગતી તારીરે,
જળ ત્યાં સ્થળ ને સ્થળ જળ થાયે,
છે ગોઠવણી ભારી. ગહન—ટેક.
રંક બને રાય, રાય બને રંક પંડિતની મતિ હારી. ગહન.૧
ન્યારા રહીને રચના રચવે છે કૃતિ તારી ન્યારી. ગહન. ૨

સુશીલા—(ચારે બાજુ જુવે છે) અહો! આ શું! હું ક્યાં છું? આ ઘર કોનું? આ કયું સ્થળ? મને અહીં કોણ લાવ્યું? મારી ઝુંપડી ક્યાં? અરે આ ગાયનનો સાદ ક્યાંથી આવે છે? મારાં બાળકો ક્યાં ગયાં? (જોવા જાય છે) અરે! તે તો આ સુતાં પણ આ તેમને લુગડાં કોણે પેહેરાવ્યાં? આ તે શું? મને તો કંઇ સમજણ નથી પડતી. (છોકરાં એક પછી એક જાગી ઉઠે છે અને માને કહે છે.)

ભાનુદત્ત—માતા! આપણું ઘર ક્યાં? આપણને અહીં કોણ લાવ્યું? આ અમને કોણ પેહેરાવી ગયું? તેં આ બધું શું પેહેર્યું છે?

સુશીલા—પુત્ર, મને કંઈ સમજણ નથી પડતી. (ઘરની બાહાર આવીને) અરે ફળીયું પણ આપણું જે છે તેજ છે, પડોશીનું ઘર પણ આ રહ્યું. ત્યારે આ તે શું થયું? (ગાયન થાય છે તે સાંભળીને) અરે વળી પાછું ગાયન થાય છે, એ સ્વર ક્યાંથી આવે છે, હું સાંભળું તો ખરી! કે એ શું ગાય છે? (કાન માંડે છે.) પુરેપુરૂં સમજાતું નથી, પણ એવું વાક્ય સાંભળ્યું કે "પ્રભુ કૃપા થઇ" હેં શું ખરૂં હોય? (દાસ દાસીઓ પ્રવેશ કરી નમન કરેછે.)

દાસ—આજ્ઞા બાઇ સાહેબ!

દાસીઓ—આજ્ઞા બાઇ સાહેબ.

સુશીલા—(વિસ્મય થઈ સામુ જુવે છે) તમે કોણ છો? અને ક્યાંથી આવ્યાં છો?

દાસ—બાઇ સાહેબ! દ્વારિકાંધિશ શ્રીકૃષ્ણ ભગવાનની આજ્ઞાથી અમે સર્વ આપનાં અનુચર થઇ આપની આજ્ઞાને આધિન થવા આવ્યાં છીએ.

સુશીલા—(સાનંદાશ્ચર્યથી હાથ જોડીને) અહો પ્રભુ! અહો દયાસિંધુ! હે નોધારાનાં આધાર! તારી કૃપા! આ તારો પ્રસાદ! પુત્રો! પ્રભુએજ આપણું દારિદ્ર હર્યું, આપણને સુખી કર્યા. આહા! કલ્પવૃક્ષની છાયા સેવી હોય તો કોઇ દિવસ કામે આવેજ આવે. અહો યાદવરાય! ક્યાં દુર્બળ અને ક્યાં આપ? પણ આપે આપના દુઃખી મિત્ર જે મારા સ્વામિ, તે ઉપર જે દયા કરી છે તેવી દયા કોઇએ પણ પોતાના મિત્રપર કરી નહીં હોય.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ, સુદામાની શેરી.

### સુદામા

સુદામા—(સ્વગત) રામકૃષ્ણ, રામકૃષ્ણ, (ચારે બાજુ જુવે છે.) અરે આ તે શું? આ મોટીમોટી હવેલીઓ કોની? મને કંઈ સમજણ નથી પડતી, આ તે હું કોના ફળીઆમાં આવી

ચઢ્યો? રખેને રાજદરબારમાં તો નથી આવી ચઢ્યો? (આ-શપાસ જોઇને) ના, તેમ તો નથી; આ પાસેના ઘરની નિશાની બરાબર છે, પેલું લીંબડાનું ઝાડ પણ આંગણામાં છે, (વળી આજુ બાજુ જોઇને) ઓ પ્રભુ! આ તે શું કહેવાય? ગમે તે હો, પણ આ ફળીયું તો મારૂંજ અને આ ઠેકાણે મારી પર્ણકુટી હતી, (દલગિરીથી) અરેરે! મારાં છોકરાંને અને મારી સ્ત્રીને કોઇએ મારી કાઢી આ મોટીમોટી હવેલીઓ ચણાવી દીધીછે. ઓ પ્રભુ! તે બિચારાંની શી દશા થઇ હશે? હવે હું કયાં મળીશ, અરેરે! જ્યારે મારૂં ઘર ગયું, છોકરાં ગયાં, અને સ્ત્રી પણ ગઇ ત્યારે હવે મારે જીવીને શું કરવું? (નિશ્વાસ નાંખીને) ગોવિંદ! ગોવિંદ! આમ પરિતાપ કરીને મરી જઇશ તોપણ અહીં હવે કોને દયા આવનાર છે. પણ હજુ એક વખત ફરીને મ્હોલ્લાની તમામ નિશાનીઓ તપાસી વળું; જોઇએ, ભુલતો તો નથી! (જાય છે અને જરા વારે પડદો ઉઘડે છે.)

---

## પ્રવેશ ૪ થો.

(સુશીલા હિંચકાઉપર ઊંઘેછે. દાસી પાસે ઉભી છે અને જરાવારે સુદામા પ્રવેશ કરે છે. તે સઘળો ઠાઠ જોઇ વિસ્મય થઇ નિહાળી નિહાળીને જુવે છે.)

સુદામા—(સ્વગત) અરેરે! અહીં મને કોણ જવાબ આપનાર હતું? મારાં બાયડી છોકરાંને મારી કાઢીને આ હિંડોળા ખાટઉપર પોઢ્યાં છે તેમને દયા પણ નહીં આવી હોય? દયા શાની? દયા હોય તો આવું કર્મ કરે? હું પણ ઝાઝુ કરીશ તો ધક્કે મારીને કાઢી મુકાવશે. મારી પર્ણકુટી પણ આજ ઠેકાણે હતી, એમાં તો શક નહીં. બધુંય મળ્યું પણ મારી સ્ત્રી ને છોકરાં મળે તો ન્યાલ થયો. પણ અહીં કોને પુછું, ઘરની શેઠાણી તો નિરાંતે પોઢ્યાં છે. અને તે કોઇ મારૂં સાંભળેજ

શાંનાં? હરિ હરિ હવે શું કરૂં? એટલામાં દાસીની નજર સુદામા-ઉપર પડવાથી તે દોડતી દોડતી બહાર આવે છે, સુદામા તેને આવેશ-માં આવતી જોઈ ગભરાય છે.)

દાસી—મહારાજ! તમે ક્યાંથી આવ્યા? ઉભા રહો! નાશી ક્યાં જાઓ છો! (પકડવા જાય છે.)

સુદામા—(ગભરાઈને તેને ખેંચતા ખેંચતા) ઓ બાઇ! મેં તારૂં કંઇ બગાડ્યું નથી મને જવા દે. (દાસી સુદામાનો હાથ ખેંચી રાખે છે, અને સુદામા તેને છોડવી જતા રહેવાનું કરે છે.)

દાસી—(બુમ પાડીને) ઓ બાઇસાહેબ! દોડો દોડો શું ઉંઘ્યાં કરોછો? (સુશીલા ઊંઘમાંથી ઝબકી ઉઠે છે, અને સુદામાને દાસીએ પકડી રા-ખેલા જોઈ.)

સુશીલા—(આતુરતાથી ધસી આવતાં) ઓ મારા પ્રાણ! આ શું? (સુદામા સુશીલાને ધસી આવતી જોઇ વધારે ગભરાય છે.)

સુદામા—ઓ બાઇ! મને મુક. મેં તારૂં કંઇ બગાડ્યું નથી. મારાં છોકરાં અને મારી સ્ત્રીની દયા લાવીને મને જવા દે.

સુશીલા—(સુદામાને બાઝી પડીને) ઓ મારા વ્હાલા! હું આ રહી. તમે આમ કેમ થઇ ગયા છો?

સુદામા—(વિસ્મય થઈ તેના સામુ નિહાળીને જુવે છે અને તેનું બોલેલું ગભરાટમાં ધ્યાનમાં ન રેહેવાથી) ઓ બાઈ, મને છોડ, મારાઉપર દયા કર, મને જવા દે. (શ્રીકૃષ્ણ, રૂક્ષ્મણી તથા સત્ય-ભામા સાથે આકાશમાર્ગે તમાસો જોતાં જોતાં આવી પ્રવેશ કરે છે.)

સુદામા—(શ્રીકૃષ્ણને જોઇને વિસ્મય થાય છે અને ભેટી પડે છે.) ઓ બંધુ તમે મારી વ્હારે આ વખતે ક્યાંથી આવી ચઢ્યા? મને અહીંથી છોડવો, નહીં તો મારી સ્ત્રી અને છોકરાંને મારી કાઢ્યાં છે અને મારા શુંય સંસ્કાર કરશે.

સુશીલા—(શ્રીકૃષ્ણને નમન કરે છે.) અહો દિનાનાથ! હું આપને પ્રણામ કરૂં છું, આ આપના મિત્રને શું થયું છે?

શ્રીકૃષ્ણ—સુખી રહો. (સુદામાને) અહો બાંધવ આ તમે આવા ભાનવગરના કેમ થઈ ગયા છો? આ, જે તમારો પાલવ પકડી ઉભાં છે તેજ આપની સ્ત્રી અને મારાં પુજ્ય ભાભી.

સુદામા—હેં આ શું બોલો છો? (સુશીલાના સામુ નિહાળી નિહાળીને જુવે છે, કૃષ્ણ સુદામાનો હાથ ઝાલી ઘરમાં તેડી જાયછે અને સુશીલા કહે છે.)

સુશીલા—ઓ મારા પ્રાણાધાર! મને આમ દુ:ખી ના કરો, તમે આ સ્થિતિમાં છો તેનું કારણ ગમે તે હો, પણ આ હુંજ તમારી દાસી અને આ બધો (શ્રીકૃષ્ણને બતાવીને) આ દિનબંધુ તમારા મિત્રનો પ્રતાપ છે. (એટલું બોલી રહેતાંજ સુદામાને કૃષ્ણ ઘરમાં પ્રવેશ કરાવી રહે છે કે તરત તેનું શરીર કાન્તિવંત થઇ શણગારયુક્ત થઇ જાય છે અને તે જોઈ સુદામા અત્યંત વિસ્મય થાયછે.)

શ્રીકૃષ્ણ—એ બંધુ! આ તમારા પડખામાં ઉભાં એજ મારાં પુજ્ય ભાભી, હવે ઓળખ્યાં? (આ બોલ બોલી રહેતાં પહેલાંજ સુદામા પોતાની સ્ત્રીને ભેટી પડીને)

સુદામા—ઓ મારી પ્રાણપ્રિયા, મને ક્ષમા કર, જે કાંઇ થયું તેમાં મારો દોષ નથી. (છોકરાઓ રમતાં રમતાં પ્રવેશ કરે છે અને પોતાના પિતાને જોઇને ભેટી પડે છે, સર્વને આનંદ થાય છે અને સઘળું કુટુંબ શ્રીકૃષ્ણને પગે લાગે છે.) કૃપાનાથ, મારી મહાદરિદ્ર અવસ્થામાં આ મારી કુલિન સ્ત્રીની, અને એ અવસ્થાની આપત્તિમાં આપ સરખા કૃપાળુ મિત્રની કસોટીનો મને સંપૂર્ણ અનુભવ થયો. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે,—

**आर्या.**

आपदि मित्र परिक्षा, शूर परिक्षा रणांगणे भूमिमाँ;
विनये वंश परिक्षा, स्त्री परिक्षातु निर्धने पुसी.

(સર્વ સાથે) कालींगडो.

સગપણ સાચું સ્નેહીજમાં, સગપણ; સગપણ.
કૃષ્ણ સુદામા, સ્નેહી હતા તો; શામી વિશમ વેદના. સગ. ૧
દયાનીધી એ, દળદર દળવા; તાંદુળની કરી ગણના. સગ. ૨
સ્નેહી સખાનો, સ્નેહ હતો તો; સંકટ થયું સૌ ફના. સગ. ૩
દુઃસહ દુઃખમાં, દાઝ જાણતે; કોણ કહો તેવના. સગ. ૪
બિજા બધા વાણુ, ચલવ્યું ચાલશે; નહી નહી ચાલે એ વના. સગ. ૫
મૈત્રી કરો તો, એવીજ કરજો; જીવ ટકે નહીં જે વના. સગ. ૬
આજ સુદામા, નાટક જોઈ; ગાવ ગુણી ગુણ કૃષ્ણના. સગ. ૭
જય જય જય, શ્રીકૃષ્ણ જય જય, જયકારી સજ્જનના. સગ. ૮

